


પ્ર૦ હિમ્મતલાલ ડાહ્યાભાઈ દવે.

માળા ૧. પોષ ૧૯૭૧ સુમન ૫.

# સુમનને

( શિખરિણી વૃત્ત. )

અહો ! કેવું તારૂં સુમન ! મુખ નિરંતર હસે !
અહો ! તારૂં હૈયું મૃદુલ મધુરો ગંધ પમરે !
કહે શાથી રાખે જીવનભર તું હાસ ટકતું ?
અને શાથી રાખે મૃદુલ દિલ દેવી સુરભતું ! ૧

ન શું ઝંઝાવાતો જીવનમહીં વાતા તુજ મને ?
ન શું તાપ ક્લેશો કલુષિત કરે કોદિન તને ?
અહીં આ ઉદ્યાને અનુકુલ રહે કેમ સઘળું ?
કહે બાપુ ! તેનો અગમ પથ, ને તર્ફજ પળું ! ૨

ખરે, વૃત્તિ તારી શુભ વિમલ બાલીશ દિલની !
અખંડાનંદે તો તવ જીવન વલ્લી જ ખિલતી !
તને રાગદ્વેષો જગત જનના દ્વંદ્વ ન નડે,
અને શિતોષ્ણાદિ પ્રકૃતિ ગુણ તું સામ્ય જ ગણે. ૩

હિંચોળે લ્હેરી તો પણ તુજ હસે મુખ કુમળું,
ઝપાટે જોરથી મખર પવનો તોય હસ તું;
અમી છાંટે રાજી, નિરજલ નિદાઘે પણ હસે,
શિળી છાયામાં કે અનલ ઝરંત આતપ હસે. ૪

તને ભૃંગો ભૂંડા ચુમકી ચુંટતા તોપણ ખુશી,
તને માલાકારો જદપિ શિર છેદે, પણ ખુશી;
પરોવે શૂળીમાં હસ હસ કરે તોપણ સદા,
પ્રતિજ્ઞા તારી તો અફર, પમરે સૌરભ તદા. ૫

## વસંત તિલકા.

પ્રાણાન્ત શૈશવ ટકે સુકુમાર તારૂં !
નિર્દોષ હાસ વિલસે નમણું નિરાળું !
સૌહાર્દ–સૌરભ ઉરે પમરે છ ચારૂ !
એ સૌ કહે સુમન ! કેમ શિખાય વારૂ ! ૬

રસિક.

# दीकरानी दीवाळी अने माबापनी मुसीबत.

—( પડદાની પાછળ )—

## જવાબદારીનો નિર્ણય.

" સુમન–માળા " માટે ખાસ

લખનાર

શ્રીયુત રા. રા. **નગાનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.**

---

" અરે પુત્ર ! અરે વહાલા પુત્ર !! તેંજ આખરે અમારાં પળિયામાં ધૂળ નાંખી ? શિવ ! શિવ !! શિવ !!! "

એટલા શબ્દો આર્તસ્વરે પુકારી એક પંચાવન વર્ષનો પુરૂષ બેશુધ્દ થઇને પાસે પડેલાં બે યુવક સ્ત્રીપુરૂષના નિશ્ચેષ્ટ શરીરની સાથે ત્રીજાનો ઉમેરો કરવાને લંબાયો. આ હૃદયને ફોડીને સુરંગના કડાકાની પેઠે બહાર નિકળેલા આર્ત્ત પુકારે એક પીસ્તાળીસ વર્ષની પુખ્ત અબલાને આ શવભૂમિ જેવા થઇ પડેલા ઓરડા અંદર ખેંચી આણી. પણ તે બિચારી આ ગજબના ગોળા જેવો દેખાવ જોતાંજ કેવળ દિવાનીજ બની ગઇ. ચીસે ચીસ તે નાંખવા લાગી.

"અરે! મને રઝળતી કરીરે!!! મારા નાથ!!! મારૂં કાળજું કપાઈ ગયુંરે બાપ!!! મારૂં માથું કપાઇ ગયુંરે, પ્રભુ!!! હાય! હાય!! આ શો કેર થયોરે દૈવ!!!"

આ કલ્પાન્ત સાંભળીને તેમનો નોકર ભીખો અને આશપાશનાં સહુપાડોશી ભેગા થઇ ગયાં, અને તેના ભેગા કોઈ કોઈ રસ્તે જનારા અજાણ્યા માણસો પણ ઘરમાં આ શોકસમય બનાવ જોવાને ઘુસી આવ્યા.

( ૨ )

બિચારી દુઃખી અબળા પોતાના શરીરને પૃથ્વી ઉપર પડતાળવા લાગી તેને ધીરજબાઇએ પકડી લીધી. "અરે બાઇ, ધીરજ રાખો! આમ છેક જીવપર ના આદરો."

દુઃખ સાગરમાં ડુબેલી સંતોષ ધીરજબાઈના ખોળામાં પડી.

જન્મ લગી સંતોષમાં રહેનારી કુંટુબવત્સલ સંતોષબાઈની આવી દયામણી દશા જોઈને તથા તેના હૃદય ભેદક વિલાપ સાંભળીને પથ્થરનું પણ હૈયું પીગળી જાય.

"બહેન તમારાં જેવાં ધર્મી માણસને આવાં દુઃખ? !! અરે રે ખરેખર, કળિકાળ આવ્યો છે, બાપ! ધીરજ રાખો, માડી!"—એક ગરીબ પાડોશણ બોલી.

---

"બહેન, ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કહળ—એવો સમો આવ્યો છે, કાલ તો સઉ વાતે સુખી હતાં અને આજે આ આફતનો આભ ફાટી ગયો. મારા જેવી દુખણીને દેવે ઉપાડી લીધી હોત, તોએ સારૂં થાત; ભગવાને આ સુખી કુટુંબનાં દુધના તાવડામાં ગલ સીદને નાંખ્યો!"—બીજી રાંડી રાંડ ડોસી બોલી.

"આખા કુટુંબમાં કોઇને અભિમાનનો તો વાયરો સરખો નહિ. રોયો એમનો નોકર ભીમડો તે પણ જાણે પરગજુ વિક્રમરાજા જેવો. આખું કુટુંબ તો જાણે ધર્મકુટુંબ! પણ ઢાંકયા કપાળની કોને ખબર પડે છે! ભગવાનને ગમે તે ખરૂં! હે ભગવાન્! ભલાને દુઃખ ન આપશો!"—ત્રીજુ બાઈ ત્રાસ પામીને બોલી.

"ગરીબોની સાથે ગરીબની પેઠે વર્ત્તનાર અને બીજાઓના દુઃખમાં ભાગ લેનાર આ શ્રીમંત કુટુંબનો સંતાપ જોઈ શકાય તેવો નથી. પ્રભુ! સંતોષ કાકીને ધીરજ આપો. બિચારાં મારી અડીઓપટીમાં મને વારંવાર મદદ કરે છે. સુખલાલ કાકાજી બાપડા સવારના પહોરનું નામ! પણ દીકરાનો ઘા જોતાજ બિચારાએ પિંડમાંથી પ્રાણ કાઢી નાંખ્યાં!"—એક ચોથી જુવાન બાઈ બોલી અને પોતાની આંખ્યેથી આસું લ્હોવા લાગી.

"સંતોક કાકી તો એવાં ભલાં કે નાનાંની સાથે નાનાં જેવા અને મોટાંની સાથે મોટાં જેવાં. દિવાળી ભાભીને રોજ કહેતાં કે—

---

'તું ચોપડી લઇને પથારીમાં પડી ન રહતાં આ કમળી જોડે આપણી વાડીમાં રમ, હર, ફર અને ગમત કર. તો તારૂં શરીર ઝટ લઇને સારૂં થશે.' પણ અમારાં જેવાં અભણ જંગલી ગામડાંનાં છોરાં જોડે એમને ગોઠે નાહિં. પણ આ ઘરનાં કોઇમાં અભિમાન તો રજે નહિ, હો !''—એમ કહેતાં એક પાંચમી જુવાન છોકરી રોઈ પડી.

આ પ્રમાણે આશપાશ મળેલાં જે જે માણસો આ ભલા કુટુંબથી જાણીતાં હતાં તે સર્વેનાં અંતઃકરણમાં તેમના ઉપર આવી પડેલી આપત્તિના શોકની છાયા એવી તો છવાઈ ગઈ હતી કે તેનું પ્રતિબિંબ ત્યાં ઉભેલાં અજાણ્યાં માણસોનાં હૃદયમાં પણ કોઈ અ-સાધારણ રીત્યે પડતું હતું તેવામાં એક નવો પડદો ઉઘડ્યો.

આઠ યુવકો કાળી ફેલ્ટ કૅપ્સ ( ટોપીઓ ) અને કાળા કોટ તથા કાળા પાટલુનો પહેરીને આવ્યા જાણે આ મરણના પ્રસંગે યમરાજના કાળા પોશાખવાળા સિપાઇઓની એક પાર્ટી ખાસ ઉતરી આવી હોય તેવો ભાસ તેઓના તદ્દન કાળા પોશાખ ઉપ-રથી થતો હતો. તેમને જોઇને સંતોષબાઇના સંતાપ ભડકો પાછો વધુ પ્રદીપ્ત થયો. પોતાના પુત્રના મિત્રોને જોઇને માતાના અંતઃ-કરણમાં આવે પ્રસંગે કેવી કાળજાને કાતરી ખાનારી લાગણીઓ થાય છે, તે તેવી સ્થિતિમાં મૂકાયલી માતા સિવાય બીજું કોઇ સમજી શકતું નથી; તો વર્ણવવાની તો વાતજ ક્યાં રહી ?

---



તેઓએ..........ગમગીનીમાં ગરક કરેલા અવસ્થા વિલાપનું ગીત ચલાવ્યું:--

"ઓ મારા લાડકવાયા બકલા! બેટા, આ તમારા ભાઇ-બંધો આવ્યા; દીકરા! તેમને તો બોલાવો?!! ઓ મારા વહાલા, ભાઈ! તું કેમ બોલતો નથી? .................."—સંતોષબાઈ છાતીફાટ રોવા લાગ્યાં, કુટવા લાગ્યાં અને પછાડા ખાવા લાગ્યાં.

આ દેખી અજાણ્યાંનાં અંતઃકરણ પણ પિગલી ગયાં—અને નેત્રદ્વારા આંસુરૂપે ઉભરાઈ આવ્યાં.

નવી આવી પહોચેલી કાળા પોષાકવાળી યુવક મંડળીએ પણ આ પ્રસંગની યોગ્યતાનો વિચાર કરી, પોતાની લાગણીઓ પ્રદર્શિત કરવાની તક સાધી. તેઓ એકદમ જેમ બેન્ડમાસ્તર (બાજાવાલાની ટુકડીના અધિકારી) ના ઇસારાથી બધાં બાજા-વાલા ગોઠવાઇ જાય તેમ એક હારબંધ ગોઠવાઇ ગયા અને તેમનો પ્રમુખ તેઓથી થોડેક છેટે ઉભો રહયો, તેણે પોતાના ગજવા-માંથી એક છાપેલો કાગળ કાઢયો, કે તેની સાથેજ બીજા બધા યુવકોએ પણ પોતાના ગજવામાંથી તેવા કાગળો કાઢ્યાં. તેમાં વચ્ચે શોકનો વિલાપ લખેલો હતો અને આગળ પાછળ કાળી જાડી લીટીઓ મૂકેલી હતી. તેઓએ એક અવાજે ગમગીનીમાં ગરક કરેલા સ્વરથી વિલાપનું ગીત ચલાવ્યું:—

## વિલાપ.

( રાગ—ઓધવજીના સદેશાનો—અથવા—અગમ ઉદાસી. )

રસ ભીનો રસબાળ બકુ રીસાઇ ગયો;
    રસિક બંધુ મંડલ સિર નાંખી વીજ જો;
રસિક બંધુ તુજ હૃદયેશી આંટી પડી ?
    અમ પરથી કમ ઊઠી ગઇ પરતીજ જો ? રસ ભીનો—૧

આ જગજન રસરીતિ કો જાણુ નહિ,
    તેથી રસહિણુ જગનો કીધો ત્યાગ જો ?
પણ રસસરિતા જેવી ટોળી આપણી,
    તેમાં પણ પ્રિય! કયમ ન ધર્યો અનુરાગ જો? રસભીનો—૨

ના, ના, મિત્ર ખરો રસરત્ન તું તો ઠર્યો.
    ટોળીનો તે અટલ કર્યો સિદ્ધાન્ત જો;
રસિલી જાતાં તેની સાથે સંચર્યો,
    પ્રાણુ ગણ્યા નહિ પ્રિય કીધો દેહાન્ત જો. રસ ભીનો—૩

રસ ચર્ચા ને રસમય ગ્રન્થો વાંચતા,
    રસમય ગાને કૂજ્યા કોકિલ કંઠ જો;
પઢતા તે પાળ્યા સિદ્ધાન્તો પ્રેમના,
    હાલાહલ પણ પીધું બની નિલંકઠ જો. રસ ભીનો—૪

---

સાચો વીર બની અમને સાચા કર્યા,
ઉચર્યાં તે આચરિયું ઉંચે ભાવ જો;
રસિક સમાજ તણો, તજી દેહ, વધારિયો,
વીર પ્રભાવી, તે સંપૂર્ણ, પ્રભાવ જો. રસ ભીનો-૫

રસ સુણવો, રસસ્પર્શ વિષે રમવું સદા,
રસ જોવો, રસનું જ સદોદિત પાન જો;
રસને સુંઘવો, રસ સિન્ધુમાં ઝીલવું,
રસમાં જીવવું રસમાં ખોવા પ્રાણજો. રસ ભીનો-૬

એ સિદ્ધાન્તો મર્મ સહિત જે જાણતા,
તે આપણ મૃદુ કમનિય કમળ સમાન જો;
ઘરડાં ગલકાં સમજે શું અમ વાતડી ?
સમજ્યો કોમળ બકુડો સુરસ નિધાન જો. રસ ભીનો-૭

રસ બંધુ રસરત્ન ગયો રસ લોકમાં,
જ્યાં રસ દસ દિશ ભરિયો સુધા પ્રમાણ જો;
અરસ પરસ જ્યાં રસ બસ રમે રસીકડાં,
ધન્ય કરે જે તે રસલોક પ્રમાણ જો. રસ ભીનો-૮

નવ રસનો રાજા રે રસ છે પ્રેમનો,
પ્રભુ ભક્તિનો પણ તેમાંજ સમાસ જો;
પ્રેમ ખરો, પ્રભુ ખોટા, ખોટા ધર્મ સઉ,
રસિક તણો રસ-ધર્મ-પુકાર પ્રકાશ જો. રસ ભીનો-૯

---

( ૪ )

રસિક બંધુ મંડળના વિલાપનું ગાન ચાલતું હતું, તે દરમ્યાન સર્વ કોઈ આ અવનવી પદ્ધતિ શોક અને આશ્ચર્યની લાગણી સાથે ધ્યાનપૂર્વક જોતા હતા.

"હાય! હાય!! મારૂં સર્વ ગયું! હું શે જીવું છું? હું કેમ મરતી નથી?!" એજ મંત્રનો જપ સંતોષબાઇ કરતી હતી, તેનું મન તો શુન્યજ થઈ ગયુ હતું, અને આત્મા ઉડી ગયો હતો.

ધીરજબાઇએ આ જીવતી જણાતી પણ મરેલી માતાને સાવધ કરવા કહ્યું:—"સંતોષ બહેન! આ વખતે સાવધ થઇને જે સંસારની રીત્યે કરવું ઘટે, તે સઉ કરાવો. તમે અમને સમજણ પાડો તે પ્રમાણે અમે બધા ગાડેવણ કરીએ. પણ તમે જો આમ બેચિત્ત થઈ જશો, તો હવે કોઇ તમારા ઘરમાં બીજું નથી કે જે આ ત્રણ મરનારને ગતે ઘાલે."

જેનું ચિત્ત બિલકુલ ખસી ગયેલું છે એવી સંતોષબાઇ બોલી:—"હેં ત્રણે મરી ગયાં?! હાય! હાય!! કોણે મારી નાખ્યાં?

( ૫ )

એક પછી એક બધી બાઇડીઓએ અને પુરૂષોએ સંતોષને ધીરજ રાખવાને અને મન કઠણ કરી ત્રણે મરનારની દહન ક્રિયા

---

૫૩૮૭



કરવામાટે ઘટતું કરવાને કહ્યું પણ તદ્દન ખસી ગયેલા ભેજાવાળી સંતોષ તો એજ જપ કરતી રહી કે "હાય! હાય!! ત્રણેને કોણે મારી નાંખ્યાં?"

આથી પેલી રસિક બંધુ મંડલીનો પ્રમુખ જેનું નામ મી૦ પ્રેમસુખલાલ હતું, તે ચીડાઈ ગયો અને સંતોષબાઇની પાસે જઇને બોલ્યો:—"કોણે મારી નાંખ્યા?! કોણે મારી નાંખ્યા?!—શું કરો છો? એ ત્રણેને તમેજ મારી નાખ્યાં, સંતોષ કાકી!"

પોતાના ઉપર પડેલા વજ્ર પ્રહાર જેવા બનાવથી જે ગાંડીજ થઇ ગઇ છે તે સંતોષ બોલી:—"હું! મેં મારી નાંખ્યાં? હા, હવે મને ફાંસીને લાકડે લટકાવો, મ્હને સૂળી ઉપર ચઢાવો, મને અવળી ઘાણીએ પીલાવો?! હાશ! હાશ!! હવે મારૂં વેર વળશે!!!"

મી૦ પ્રેમસુખ વધારે ચીડાઇને બોલ્યો:—"હવે, તમને શુ ફાસી દેઇએ? સૂળીએ ચઢાવીએ?

કંગાલ બીચારી સંતોષ દિવાની હાલતમાં બરાડા પાડી બોલવા લાગી:—"ક્યા છે? ફાંસી! કયા છે? કયાં છે ઘાંણી?!!"

મી૦ પ્રેમસુખ હદ ઉપરાંત ચીડાઇ ગયો તેનાથી બોલાઇ ગયું—"ફાંસી પણ તમેજ છો! છોકરાને અને વહુને ગળે બેસીને તમેજ તેમને ગળે પ્રેમનો ઘુંટડો ઉતરવા દીધો નથી. તેમનાં કોમળ

---

કાળજાંમાં કાંણાં પાડી તમેજ સૂળીનું કામ કર્યું છે ? ! અને બિચારા કુમળા જોડાને તમારી ગરજનદાની ઘાણીમાં પીલીને તમે તેમનું તેલ કાઢ્યું છે ? !

દિવાની સંતોષ તો " ફાંસી, સૂળી અને ઘાણી " નોજ જાપ કરવા લાગી. પણ ભીમડો કે જે અજાણ અને અડબંગ છતાં પણ સમજી ગયો હતો કે તેની મોટી શેઠાણી આ કારી બનાવથી ગાંડી થઇ ગઇ હતી, તેનાથી પ્રેમસુખના શબ્દો સહન ન થયા અને તે બોલી ઉઠયોઃ—' મારી બાને કોઇ આજ સુધી તુકારો પણ કરી સકયું નથી. તો પેમુભાઇ ! તમે તમારી લાયકી તમારી પાહે રહેવા દ્યો. સંતોકબા બચારાં આ દખના દરિયાને લીધે બેચંત થઇ ગ્યાં સેં ઇમને આમ ન બોલો.બચારા બકુભાઇ પણ તમારી ટોળીમાં રોજ બેસી બેસીને રાહડા ગાતાં અને એક છોરીના પેઠમ રોતાં શીખ્યાતા, તેમજ તમારી મંડળીમાંનાં બઇરાંને બાયડાની રોજ શંગતમાંને શંગતમાં નાની શેઠાણી પણ નાજુકીમાંને નાજુકીમા નેતરી જ્યાં. તમારે તો ગાણાં ગાવાં ને રોણાં રોવાં. રોજ નાના શેઠ અને નાના શેઠાણી હાથે તમારી ટોળીમાં આવતો તે બધો તાલ હું જોતો આયો સું પણ જયાંણે ડોશીને બાપડી જો આમ ' ફાંસીને સૂળી ' ને એવું એવું આટાણે કહો ત્યાંણે મારે આટલું બોલવું પડયું. ખબરદાર ! મારાં બાને આમ હરકોડા તરફોડા ચોખા તો । "

પ્રેમસુખ બીજી બોલ્યોઃ—"બેશ, બેશ, હવે બધાં આખા

---

ઘરનાં જંગલી માણસોનાં એ આ રસ-બાલ અને રસ બાલિકાના કોમળ આયુષ્ય તંતુને તોડી નાખ્યાં. મોટા બાનો હિમાયતી થઇ બેઠો છે તે ! ! "

ભીમડો વધારે ભડકો થઇ બોલ્યો:—"ભલ્યો! પેલુ દાક્તર આ તમેજ નાના શેઠને અને શેઠાણીને હવાફેર કરવાનું ભૂત વળગાડેલુંતું, અને તેથી કુણ જાણે આ કટમમાં એવો કળેશ પેઠો તો કે ન પુસો વાત! મોટા શેઠને શેઠાણી બચારાં બબડયાંજ કરતા અને નાના શેઠને શેઠાણી તો છાના માનાં એકાંતમા ઓઢાં લેઇ લેઇને આછું ગાટયા કરતાં. આ બધા તમારી ગોઠીઆરીથી નેપજેલા કળેશનાં આ ફળ આવ્યાં !

પ્રેમસુખ રોકથી બોલ્યો:—"અચ્યા જડસા! તારી મરજીમા આવે તેમ શું બકે છે? તારાં જેવાં બેહયા માણસોનાજ જીભેજ આ ત્રણ જણને ગરદન માર્યાં છે. અને વળી કહે છે કે સંતોષ કાકી ગાંડાં થઇ ગયાં છે! કોઇ ગાંડુ થયુ છે કે ડાહ્યું છે–તેની મને દાક્તરને ખબર પડે કે તને ઢીકરાં ધોનારને ખબર પડે?

દાક્તર સાહેબના તડાકાથી ગાંમડીઓ ભીમડો ગભરાયો. બોલવા ગયો પણ શબ્દો જડયા નહિ. ત્યાં ઉભેલા આડોશી પાડોશીઓ, માંના કેટલાક જુવાનો જેમને કાઇક નવી રીતભાતનો પવન લાગેલો હતો તેઓ એક બીજા સાથે ગણગણાટ કરીને સંતોષ

કાકીના અડઅડીઆ સ્વભાવનો વાંક કાઢી, તેમના ઉપર આ દુઃખદ બનાવની જવાબદારી નાંખવા લાગ્યા. સાસુ સસરાનો દાબ જેમને કાંઈક અણગમતો હતો તેવી જુવાન વહુઓ તેમાં ટાપસી પૂરવા લાગી, વૃધ્ધો જુવાન જોડાંઓનો વાંક સમજતાં છતાં પણ કહેવા લાગ્યા કે વખત બદલાઈ ગયો છે માટે ઘરમાં ઘરડાંઓએ મોઢે મૂમતી બાંધવી ઠીક છે,—આપણે કાઢયાં એટલાં કાઢયાં નથી. સમજુ માણસો કહેવા લાગ્યા કે નવો જમાનો કેવળ તરંગને ઘોડે ચડ્યો છે, તેના પરિણામ તેઓને ભોગવવા પડશે ત્યારે ખબર પડશે.

( ૬ )

આપણા રસિક બંધુ સમાજના પ્રમુખ ડાક્તરસાહેબ પ્રેમુભાઈ પણ આ પ્રસંગે જેઓ તેમના મતને મળતું ગાતા હતા અને તેમના "બંધુ સમાજ" નો પરસ્પરનો પ્રેમ અને રસિક સ્વભાવ વખાણતા હતા, તેમની વચ્ચે ભરાઈને જુની રીતના સંતોક કાકીએ રસબાળ બકુને અને રમણીરત્ન વિલાસવતી ભાભીને જે કઠોર વર્ત્તન દર્શાવ્યું હતું, તેની ચર્ચા કરતા હતા આ બધું એક પંચાશી વર્ષનો બ્રહ્મચારી વૃદ્ધ ત્યાં ઉભોઉભો સાંભળતો હતો. આ બ્રહ્મચારી આપણા સુખલાલ શેઠનો મિત્ર જેવો હતો. સુખલાલ શેઠ તો તે બ્રહ્મચારી મહારાજને પૂજ્ય ગણતા તો પણ તે નિરભિમાની બ્રહ્મચારી સુખલાલજી સાથે મિત્ર દાવેજ વર્ત્તતા. તેમનું નામ પ્રજ્ઞાનંદજી હતું. તેઓ એકાન્ત સેવન કરતા, અને જન

---

સંગમાં ભળતા નહિ. પ્રજ્ઞાનંદજી સુખલાલ શેઠના મહાદેવનીવાડીમાં રહેતા—ઘણાં વર્ષોથી રહેતા. પણ સુખલાલ શેઠ સિવાય બીજા કોઇની પણ સાથે તે પરિચય પાડતા નહીં. તે કાંઈ કામસારૂ સુખલાલ શેઠ-પાસે અત્યારમાં આવ્યા હતા. પણ સુખલાલ શેઠે તો પોતાના પુત્ર અને પુત્રવધુની સાથે પરલોક પ્રયાણ કર્યું હતું. આ મહારાજ સુખ-લાલ શેઠના કુટુંબ સંબંધી બધી હકીકત જાણતા હતા, પણ પો-તાના વિરકત સ્વભાવ પ્રમાણે તે કશામાં વચમાં ન પડતાં અળગા રહેતા તેમણે દાક્તર સાહેબના તડાકા ભડાકા બધા સાંભળ્યા. તે સાંભળીને તે મૌન પકડીને બંધુ જોતા ત્યાં ઉભા હતા. તેમની તરફ જોઇને પણ ફતેહ મંદીથી દાકતર સાહેબે કહ્યુઃ—"બીજાઓને ખોટી થવું પડે તેનો પણ વિચાર કરવો જોઇયે કે નહિ?"

પ્રજ્ઞાનંદજી સખેદ હાસ્ય કરીને બોલ્યાઃ—"દાકતર સાહેબ! તમે રસિકબંધુસમાજના પણ પ્રમુખ છો. રસમાં જે ડૂબેલા રહે છે તેઓને આવે કરૂણ રસના પ્રત્યક્ષ પ્રસંગે આમ મોડું થાય છે કે વેહેલું થાય છે, અને આમ પદ્ધતિ પુરઃસર આમ કરવું અને તેમ કરવું, તથા આમ ગાવું અને તેમ રોવુ તેમજ પદ્ધતિ પુરઃસર ઠાઠ કરવાનું ભાન શી રીત્યે રહે છે તે મને તો સમજાતું નથી. આવા પ્રસંગોમાં પણ નાટકની ભજવણીઓ જેવા વરઘોડા વગેરે કાઢવાનું જેઓને રૂચે છે, તેઓની રસવૃત્તિ કયે દરજ્જે પહોચી છે, તે એક ઘણોજ આકરો સ્વાલ છે. અને આ પવિત્ર અને

---

**વેપારી જેને સારૂં સસ્તું તેલ આપે છે તેમાં તેઓને કામીનીઆં કરતાં વધુ નફો મળે છે તે ખરી રીતે જોતાં હલકું તેલ હોય છે.**

કંગાલ સંતોષબાઇ ગાંડીજ થઇ ગઈ છે એમાં કોઈ સાધારણ બુદ્ધિવાળાને પણ કાંઇ શંકા રહે તેમ નથી. તમારા ધંધા પ્રત્યે મને માન બુદ્ધિ છે, તેમ છતાં પણ મને તો તમારા કરતાં આનાડી બુદ્ધિવાલા ભીમડાની વાત વધારે વજનદાર અને ડહાપણ ભરેલી જણાય છે: અને હું તો અદ્યાપિ લગી જે અવલોકન કરી શકયો છું, તે ઉપરથી મને તો ખાતરીજ થયેલી છે કે આ સંતોષ બાહેનની ડાગળી આ અણચિન્તવી વિપત્તિના પ્રહારથી ખસી ગઈ છે."

દાકતર પ્રેમસુખલાલ જરા તિરસ્કાર દર્શાવી બોલ્યા:—"મહારાજ, એમાં તમારા મતની અમારે કાંઇ જરૂર નથી. ગાંડ પણની પરીક્ષા કરવામાં અમે ભૂલ ખાઇએ તેમ નથી."

પ્રજ્ઞાનંદજી ગંભીરતાથી બોલ્યા:—"જો તમે તમારો ધંધો સારી રીત્યે સમજતા હો તો ગાંડપણની પરીક્ષા કરવા જેવી કઠણ વાત એક પણ નથી: એવાં તમારા ધંધાના શિષ્ટ પુરૂષોના અને સિદ્ધાન્ત ગ્રન્થોનાં પ્રમાણો પ્રત્યે આંખ મીચામણી કરો નહિ."

ભીમડા પોતાને બ્રહ્મચારીજીની મદદ મળેલી જોઈ જોરપર આવીને બોલ્યો:—"ગાંડપણનું પારખું તે, બાપજી! કોહાણે કર્યું, પણ માણહ મુવું છે કે જીવતું તેની પણ આ દાકતર શાબને ગમ પડે નહિ, એવી તો ઇમની અકલ છે: અને ફીશીઆરી બારહેં મલકની કરે છે.

---

દાકતર પ્રેમસુખલાલ મિજાજ ખોઇ બોલ્યાઃ—તારા જેવા વાસણ માંજનાર કરતાં અને આ "ભિક્ષાં દેહિ" કરનાર કરતાં અમરામાં કાંઇ આવડત જોઈ હશે ત્યારેજ યુનિવર્સિટિએ અમને એલ. એમ. એન્ડ એસ. ની પદવી આપી હશે! મારે તમારી પાસેથી સર્ટિફિકટ જોઇતું નથી."

પ્રજ્ઞાનંદે બેદરકારીથી કહ્યું:—"તમારા જેવા પારકી આપેલી પદવી ઉપરજ વૈદ્યવિદ્યાની પરાકાષ્ઠા સમજનાર નવલોહિયાને બાવાઓનાં અભિપ્રાયની જરૂર નથી, પણ તમારા હાલના ભારતવર્ષના દાકતરોમાં શિરોમણિ ગણાતા ડૉ. મન્મથ કુમાર સનયાલ જેવા મહાવિદ્વાન્ દાક્તરોમાં ઔષધીની બાબતમાં મારા જેવા ભિક્ષુકની સલાહ લેવાની જરૂર સમજે છે. તેમણે મને કલકતે ખાસ તેમના દીકરાને ક્ષય થયેલો હોવાથી તેની ચિકિત્સામાટે બોલાવ્યો છે.

ડૉ. પ્રેમસુખ કરડાકીમાં બોલ્યોઃ—"ત્યારે તમે તો ધન્વન્તરીનો પણ ધંધો કરો છો. અમે તો એમ જાણતા હતા કે તમે તો સુખલાલ કાકાને એકલી ધર્મ ચર્ચાજ સંભળાવતા હશો. પણ તમારા જેવા ધન્વન્તરી તો પાસે હોવા છતાં પણ વિલાસવતી ભાભીને કેમ તમે મટાડયું નહિ?

પ્રજ્ઞાનંદે કડકાઇ ભરેલી બેદરકારીથી જબાબ આપ્યોઃ— "તમારા પ્રશ્નનો જબાબ અભણ પણ સામાન્ય બુદ્ધિવાળા બીમડા-

---

એ પ્રથમથી આપીજ દીધો છે, એટલે મારે હવે કાંઇ કહેવા જેવું રહેતું નથી. હું જોકે પરોપકારિણી વૈદ્યવિદ્યાનો ઉપાસક બચપણથી છુ, તો પણ હું પૈસા માટે વૈદ્યકનો ધંધો કરતો નથી.

( ૭ )

પ્રજ્ઞાનંદજી બ્રહ્મચારીએ વાળેલ! ટૂકાં પણ માર્મિક ઉત્તરથી દાકતર પ્રેમુભાઇ ચીડાઇને બોલ્યા:—"પણ બ્રહ્મચારીજી! તમે સંતોષ કાકીને ગાંડા થઇ ગયાં કહો છો, તે શા પ્રમાણ ઉપર ? અને જો ગાંડાં થઈ ગયાં હોય તો હવે તેમની ચિકિત્સા અને વૈદું તમે કરો. સંતોષ કાકીને તો જુનીજ રીતભાત અને તમારા જેવા જુનાજ વૈદ્યો ઉપર વિશ્વાસ છે. માટે પૈસાની ખાતર નહિ તો આ કુટુંબ સાથેના તમારા ઘણા વખતના લાંબા સંબંધની ખાતર પણ તમારૂં ધન્વન્તરીપણું એકવાર દેખાડી આપો તો ખરા! આ અમે તો કોરાણે રહ્યા!"

પ્રજ્ઞાનંદજી દઢતા અને ગંભીરતાથી બોલ્યા:–" જે સંતોષબાઇને અમારા જેવા જુના ઉપર વિશ્વાસ હતો, તે સંતોષબાઇ હાલ નથી. તેની પુત્રવધુની અને તેના પુત્રની આ દશા કરીને આ બધો પરિણામ આણનાર તમે છો અને તમારા જેવાજ રસિકડાઓ છે. આ ત્રણ મરણો એકદમ થવાથી આ સંતોષબાઇ ગાંડીજ થઈ ગઇ છે, તેને મન તો હવે નવું અને જુનું બધું સરખુજ છે.

---

ખોટો દિલબહાર સેંટોનાં રાજા છે.

ભીમડો વગર સમજ્યે પણ પોતાનું ડહાપણ બતાવવા બોલ્યો:–"મહારાજ ! આ પેમુભાઇ આ બધાંને મરી જ્યાં મરી જ્યાં કહે સે, પણ ઇમને મુવાં જીવતાંનીજ ગમ નથી, બાપજી ! મારી ડોશી એકદમ મરી જ્યાં તાં તાંણે બકુભાઇ આ દાકતર શાબનેજ તેડી લાયા તા. ઇમિણે છાતી ઉપર હોવાર ભુંગળી મૂકીને જોયું, અને હજારવાર તાળવે જોયું, પણ મરી ગઇ સે કે નહિ તેની ગમજ ઇમિને પડે નહિ ! એક કલાક લગણ મડદાને અડય અડય કર્યું ને આખું ઘર અભડાવી માર્યું, તાંણે આખરે ઇમને હમજાયું કે ડોશીમાં કાંઇ નથી.

પ્રેમસુખ ગુસ્સે થઇને બોલ્યો:–"સાલ્લા રોયાને કસી અક્કલ નહિ ને નકામી લવરી કુટે છે ! ! હવે આ મરી ગયાં છે, તેને તરત કહીએ કેની કે એ તો મરી ગયાં છે. તપાસ કર્યા વિના શક પડતો કેસ હોય ત્યાં કેમ કહેવાય કે માણસ મરી ગયું છે ?"

બ્રહ્મચારી પ્રજ્ઞાનંદે પ્રેમુભાઇને વધારે ગભરાવવા પૂછ્યું:– "પણ અત્યારે આ ત્રણજણે મરી ગયાં છે, તે સંબંધી તપાસ કર્યા વિના કેમ માન્યું કે આ ત્રણેજણ મરી ગયાં છે. ?"

પ્રેમસુખ વધારે ગુસ્સે થઇ બોલ્યો:—"તમને પણ વરસ થયાં એસી, એટલે બુદ્ધિ પતાળમાં ગઇ પેસી–તેના જેવું થયું છે ને ?

---

આ સાંભળીને જરાક વિચાર કરતે કે જરા ઉછાળા સ્વભાવે બીમંડા બોલ્યોઃ—" ભરમચારીજી મહારાજ! બાપજી, મારા શેઠ તો બચારા હાજાહમા હતા, તે એકદમ ચીમ મરી જાય? માટે તપાહ કરો, ભાઇશાબ! આ પેમુભાઇનું હમજવાનું બોલવાનુ. કશું પરમાણુ નથી ઉંડો કે બાપજી, તપાહ કરો કને!"

પ્રજ્ઞાનંદજી ખેદ પામીને બોલ્યાઃ—હવે તો વખત વધારે વીતી ગયો છે, આ કુટુંબના રોજના દાકતર આ પ્રેમુભાઇએ આવીને તરતજ તપાસ કરવો જોઇતો હતો, પણ એમણે તો તેવો કાંઈ તપાસ કર્યો નહિઃ અને હવે તો ઘણું મોડું થયું છે.

પ્રેમસુખ દાકતર બોલ્યોઃ—મોડું ને વહેલું. અમે તો પહલે-થીજ જાણુતા હતા કે આ સંતોપકાકીના અને સુખલાલ કાકાના આવા તંતીઆ સ્વભાવથી મોડા કે વહેલો આવો પરિણામ આવ-વાનો છે.

પ્રજ્ઞાનંદજી નાપસંદગી દર્શાવીને બોલ્યાઃ—ત્યારે શું તમારો કહેવાનો હેતુ એવો છે કે સંતોપ બહેન અને સુખલાલ શેઠને તેમનો દીકરો અને દીકરાની વહુ વહાલાં નહોતા, અને તેઓ જે કહેતાં અને કરતાં તેમાં તેઓ પોતાનાં પુત્ર અને પુત્રવધુનું કલ્યાણ ઈચ્છતાં ન હતાં?

પ્રેમ સુખલાલ દાકતર બોલ્યાઃ—હજાર વખત! જે માતાં પિતાને પોતાનાં બચ્ચાં ઉપર સાચો પ્રેમ હોય અને તેઓ તેમનુ

---

ઓરોદિલબહાર સેંટનો રાજા છે.

અને પોતાનું કલ્યાણ ઇચ્છતાં હોય, તો તેઓ પોતાનો સ્વભાવ આવો ન રાખે, અને જો આવો સ્વભાવ પડી ગયો હોય તોં પણ તેઓ પોંતાનો સ્વભાવ બદલેજ.

પ્રજ્ઞાનંદજી ઘણીજ નિરાશા અને ખેદની સાથે બોલ્યા:—ભાઇજી! તમારા આ બોલવા ઉપરથી મને તો હવે ખાતરી થઇ ગઇ કે તમે મુવા અને જીવતાને પણ પારખી શકો તેમ નથી. માતા પિતાની પવિત્ર ફરજ અને હેતુઓમાં તમે કાંઇ પણ સમજતા નથી. હું પણ ઘરડું ગલકું છું અને તમારી રસિક લાગણીઓની દરકાર કર્યા વિનાજ કહેવાની હિંમત ધરૂં છું કે આવા અનર્થની ઉત્પતિ કરેનારા અને માણસને અનેક પ્રકારે પોતાનુંજ ખુન કરતાં શીખવનાર આપ નવાંજ રસિકડાં ઉત્પન્ન થયાં છો!

પ્રેમુસુખ દાક્તર મરડમાં બોલ્યા:—હવે તમેજ મુવાજીવતાનુ પારખું કરનાર હો તો આ મડદા પડયાં તેનુજ પારખું કરો એટલે અમે જાણીશું કે ઘરડા શું હિત સાધે છે અને શું અમે અહિત કરીએ છીએ!

ભીમડો પોતાની ધુનમાં ને ધુંનમાં બ્રહ્મચારીજી ના હાથ પકડીને બોલ્યો:—બાપજી! પેમુભાઇનું તો મેં ચીધું એવુંજ કામસે પણ તમે આ મારા શેઠમાં અને બકુભાઇમાંને આ દીવાળી ભાભીમાં જીવ સે કે ના તેનો તપાસ કરોને, મહારાજ! તમારા જેવું પાકું પાણ

---

વેપારી જેને સારૂં સસ્તું તેલ કહી આપે છે તેમાં તેઓને કામીનીઓ કરતાં વધુ નફો મળે છે–તે ખરી રીતે જોતાં હલકું તેલ હોય છે.

જે પારખું કરે તે ખરૂં! તમે બાપજી! તપાહો તાંણે મને ખાતરી થાય.

પ્રજ્ઞાનંદજી ખિન્ન હૃદયથી તથા ભીમડાની પોતાના શેઠ માટેની આશાની લાગણી જોઇ દ્રવિત થઇને બોલ્યા:—ભલાભાઈ ભીમજી! તારૂં કહેવું ઠીક છે, પણ વખત ઘણો થઇ ગયો છે, તેથી આશા રાખી શકાતી નથી. તો પણ (કાંઇક યાદ આવ્યું હોય તેવી ચેષ્ટા સાથે) જ્યાં કોઇ પણ પ્રકારે મન ઉપર આઘાત થવાથી ચેતના લુપ્ત થઇ હોય ત્યાં સમયનું વીતવું એ કોઇ કોઇવાર પ્રતિકૂળ ન હોતાં, અનુકૂલ થઇ પડે છે, ખરૂં! એમ એક આયુર્વેદ ઉપરનો ઘણો પ્રાચીન ટીકાકાર જણાવે છે.

ભીમડો આશા ઘેલો થઇ બોલ્યો: હા બાપજી! આપ તપાહો, તપાહો, આપ તો પવિતર જુના જોગી સો. પરભુ! આપના હાથમાં અમરત હજો!

( ૮ )

પ્રજ્ઞાનંદજી પોતાની સાથેની ઝોળી અને તેમાંનો થોડોક હલકો અસબાબ ભીમડાને સોંપીને પેલા શબને તપાસવા તૈયાર થયા........શવ તરફ ચાલ્યા........તે જોઇને દાક્તર

---

પ્રેમસુખ ધીમે મસ્કરીમાં બીજાઓ સામું જોઇ બોલ્યોઃ—આ સિદ્ધ પુરૂષ મૃતસજીવન પ્રયોગ કરવા ચાલ્યા! જો જો ભાઇઓ!!

પ્રેમસુખના આ શબ્દો વૃદ્ધ પ્રજ્ઞાનંદજીના વૃદ્ધાવસ્થામાં પણ શરવા રહેલા કાંને પડયા તેથી તેમણે નિરભિમાન અને મિત્ર-શોકથી પૂર્ણ ગળગળા શબ્દોમાં કહ્યું:—"ભાઇ! સિદ્ધતો શ્રી ગુરૂ મહારાજ છે! હવે કળિયુગમાં બીજા કોઇ સિદ્ધ રહ્યા નથી. સિદ્ધમાં તમારા જેવા મહાશયો, અને વિદ્વાનમાં પ્રેમઘેલાં રસિકડા કવિજનો ગણવાનો સમય આવ્યો છે.

એટલુંજ બોલી પ્રજ્ઞાનંદજી શોકની લાગણીથી ધ્રુજતે પગે પોતાના મિત્ર સુખલાલ શેઠના શવની પાસે ગયા અને પ્રથમ તેમના આખા શરીરનું તથા ખાસ મુખ અને નેત્રનું અવલોકન કર્યું-તાળવે અને વિવિધ નાડી સ્થાનો એ પોતાના ધ્રુજતે હાથે પણ દૃઢતાથી તપાસ કર્યો. પણ કાંઇ આશાનું ચિન્હ પ્રજ્ઞાનંદજીના મુખ ઉપર જણાતું નહોતું. છેવટે નાભિસ્થાને અંગુઠો દેઈ આંખોઇને સ્થાને તપાસ્યું: તે વખતે તે બ્રહ્મચારીજીને કાંઈ શંકા પડી હોય એમ જણાયું. તેમણે ભીમડાને કહ્યું:—ભાઇ! તું મારી ઝોળીમાંથી પેલી વાદળી રંગની સીસી છે તે બહાર કાઢ અને તેની સાથે પેલી નાની સરખી કાચની પ્યાલી છે, તે પણ બહાર કાઢજે.

બ્રહ્મચારીજીના કહેવાપ્રમાણે ભીમડાએ હોંસમાં પેલી દવાની

સીસી તથા કાચનો પ્યાલી કાઢી, અને પ્રજ્ઞાનંદજીના કહેવા પ્રમાણે તેમાંથી થોડીક દવા પેલી પ્યાલીમાં કાઢી, અને તેમની સૂચના પ્રમાણે થોડુંક ઘી તેમાં લાવીને નાંખ્યું, પછી તે લેઈ એક શાન કરીને પ્રજ્ઞાનંદજીએ પ્રથમ સુખલાલ શેઠના પગને તળિયે ઘસ્યું અને પાછું નાભિસ્થાને તપાસ્યું; બ્રહ્મચારીજીના મુખ ઉપર કોઇ કળી શકે નહિ તેવો આશાનો પ્રકાશ જણાયો. પછી તેમણે તે ઓષધીવાળું ઘી સુખલાલ શેઠના તાળવે ઘસ્યું. સુખલાલ શેઠના શરીરમાં ધીમે ધીમે શ્વાસોશ્વાસ ચાલવા લાગ્યો; અને પછી તે શ્વાસ સાજું માણસ નિદ્રામાં પડ્યું હોય તેવી રીત્યે ચાલવા લાગ્યો. લોકો આશ્ચર્ય ચકિત થયા, અને લોકોના આશ્ચર્યની વચ્ચે સુખલાલશેઠે આંખ્યો ઉઘાડી. થોડાક સમયમાં તેમને પૂરૂં ભાન આવ્યું; અને "હાય! હાય!! મારો બકુ!!! મારાથી હવે કેમ જીવાશે!!!" એવા ઉદ્ગાર દુઃખી મંદ સ્વરે કાઢતા બેઠા થયા.

પ્રજ્ઞાનંદજીએ કોમળ સ્વરથી કહ્યું:—"શેઠજી! હૈયું હાથ રાખો, આ સંસાર ખોટો છે. એ વાતનો આપે ઘણીવાર વિચાર કર્યો છે.

ભીમડો પોતાના શેઠને જીવતા થયેલા જોઇને બ્રહ્મચારીજીના પગમાં પડી આળોટવા લાગ્યો અને હાથ જોડીને બોલ્યો:—"બાપજી! એમ કેમ બોલો છો? તમારા જેવા સતીઆ પુરૂષ તો ભગવાનની પેઠે ચહાય ત્યમ કરે, મેં તો નજરો નજર ભાળ્યું. હવે બકુભાઇને આ તમારૂં ઓહડ સમાડો કેને, બાપજી!"

---

પ્રજ્ઞાનંદ બોલ્યા—"ભાઇ ભીમજી! આપણું માણસ જાતનું તો કાંઇ ચાલતું નથી, આ પણ પરમેશ્વરે ધાર્યું હતું તેમજ થયું છે; તારા વિના કહ્યે પણ આ ઔષધ હું શેઠ, બકુ, અને વહુ એ ત્રણેના ઉપર અજમાવવાનો હતો; પણ શેઠ ઉપર ઓસડની અસર પરમેશ્વરની ઇચ્છાથી સફળ થઈ એટલે મને કાંઇક વધારે ઉત્સાહ જેવું લાગે છે: પણ બકુભાઇના ચ્હેરા ઉપર જોતાં મને ઘણી ઓછી આશા લાગે છે. તું આપણા શેઠની પાસે બેસીને ધીરજ આપજે."

ભીમડો હરખાતો હરખાતો બોલ્યો:—"બાપજી! મારા બાપા ફાહે તો આ હું બેઠો; તમે બકુ ભાઈનું કરો! માહરાજ!"

સંતોષબાઇએ પોતાના પતિને સચેતન થયેલો બેઠેલો દીઠો, એટલે તેનું પણ ભાન ઠેકાણે આવ્યું, અને તેની પાસે આવી પાછી પુત્ર શોકની અનિવાર્ય લાગણીથી રોવા લાગી–"આપણુ એકના એક બકુવિના આપણાથી શી રીતે જાવાશે.?"

શેઠ ફરીને કાંઈક બેશુધ થઇ જશે એવા ભયથી ભીમડાએ ઇસારો કર્યો તેથી ધીરજબાઇ સંતોક શેઠાણીને હાથ પકડી વેગળાં લેઇ ગયાં અને વિવિધ પ્રકારે આશ્વાસન આપવા લાગ્યાં.

ત્યાં ઉભેલા લોકો પ્રજ્ઞાનંદજીને સાચા મહાત્મા જાણી વખાણ કરવા લાગ્યા. પ્રેમુભાઇનું ગુમાન ઉતરી ગયું.

ઉપચાર કરતાં પ્રજ્ઞાનંદજી પોતાના મનમાં વિચારતા હતા

---

( ૯ )

ફ—"આ છોકરાએ ખોટી રસિકતાના છંદમાં પડી પોતાનું શરીર અને મન કૃત્રિમ રીત્યે લાગણીઓ ઉસ્કેરી ઉસ્કેરીને તથા મનમાં ઓછું લાવી લાવીને તથા ઝૂરી ઝૂરીને કેવળ નિર્બલ કરી નાંખ્યું છે. નરમ ખાવું, નરમ ગાવું, નરમ બોલવું, નરમ ચાલવું, નરમ વાંચવું અને નરમ સાંભળવું વગેરે કૃત્રિમ રીત્યો સાધન રૂપે યોજી યોજીને તેમજ એવા રસદૂબ્યાં ગાણા ગાવામાંજ ગૌરવ સમજનાર છોકરમત માણસોની સંગતિ નિરંતર સેવીને છેવટે મૃદુતા અથવા કોમળ રસિકતાને દૂપણને દરજ્જે પહોચાડી તેવાજ પોતોનો સ્વભાવ બનાવી દીધો છે: તેથી તૂટીચાર જેવું શરીર અને ઝાકળના ગોઠા જેવું તેનું મન તેની પત્નીના મરણથી વ્યામોહના ધક્કાને સંપૂર્ણ રીત્યે શરણ થઇ ગયું હશે તો આ મારી ઔષધી તેને કદાચિત્ કાંઇ પણ ફાયદો કરી શકે નહિ.

એ પ્રમાણે વિચાર કરતાં કરતાં બ્રહ્મચારીજીએ જે પ્રમાણે સુખલાલ શેઠને ઉપચાર કર્યો હતો, તે પ્રમાણે કાંઇ વધારે લાંબો સમય ઉપચાર કર્યો, ત્યારે વાંઝીઆબારના બકુએ પોતાનાં નેત્ર ઉઘાડયાં, પણ તે ફાટી નજરે જોયાજ કરવા લાગ્યો; તેનાથી કાંઇ પણ બોલાતું નહોતું, તેમજ બીજું કાંઇક હલનચલન પણ થતું ન હોતું તેથી બ્રહ્મચારી થોડીક ક્ષણે લગી પોતાના ઉપચાર બંધ કરીને નિઃશ્વાસ નાંખીને બેઠા. એટલે ભીમડો ગભરાયો, અને

---

"આંખ્યો ઉઘાડી" એ પ્રમાણે જોનાર લોકોએ કરેલા ધીમા પણ આશ્ચર્યજન્ય ઘોંઘાટથી શેઠ અને શેઠાણીના મનમાં ઉપજેલી આશાના આકાશમાં પાછું એકદમ નિરાશાનું વાદળ છવાઇ ગયું. લોકો પણ ખિન્ન સ્વરે કહેવા લાગ્યા કેઃ—"ભાઈ! નવ્વાણુંનો ઉપાય છે, પણ સોમાનો ઉપાય નથી, જીવન દોરી હોય તો ઓસડની પણ ટીક્કી લાગે, બ્રહ્મચારી બાવાની દવામાં તો પરિબલ ખરૂં, પણ બધો આધાર છેવટે તો પરમેશ્વરના હાથમાં છે!"

બ્રહ્મચારીજીએ પછી એકદમ ઓસડ બકુની છાતીએ હૃદય ઉપર ઘસવા માંડયું; અને પછી તેની બોચીએ ચોપડયું,તથા ઘસ્યું: છેવટે તેના લમણે તે ઓસડ મંદમંદ ઘસ્યું; અને છેવટે કપાળે અને ભ્રુકુટીમાં તે ઓસડ ઘસ્યું એટલે બકુ ઘણાજ નિર્બલ પણ હ્રદય ભેદક સ્વરે બોલી ઉઠયો:—"હાય! હાય!! મારી પ્રાણ!! તું ગઈ?!! વિલસુ! હું તારી સાથેજ આવું છું. !!!"

બ્રહ્મચારીજી જરા કડક પણ પ્રેમ ભરેલાં અવાજથી બોલ્યા:—"બેટા બકુ! વિલસુ તો કાંઇ ગઈ નથી, એ તો મૂર્છામાંજ પડી હતી, તેને તો ઠીક થઇ ગયું; પણ નાદાન છોકરા! જો તારે વિલસુ આગળજ જવું હોય તો જા! અને બિચારી તારીજ ખાતર જીવનને ધારણ કરી રાખનારી તે અબળાની કુસુમ સુકુમાર જીવન વેલી ઉપર તારે વજ્રપ્રહાર કરવો હોય તો તારી મરજી!!! ભાઈ!"

---

બકુ થરથરતે અવાજે બોલ્યોઃ—"શું મારી વિલસુ જીવે છે? હા! હા!! હું કેવો ભાગ્યશાળી!

પ્રજાનંદજીએ ત્યાં ઉભેલા જોનારાઓને ઇસારો કર્યો અને બીમડો તો ગામડીઓ છતાં તે સમજી ગયો એટલે કાંઇક લોકો પોતાની મેળેજ અને કાંઇક બીમડાએ ઉભા થઇને તેઓને ગોઠવ્યા તેથી લોકો વિલસુના જીવન રહિત દેહની અને બકુની દૃષ્ટિ વચ્ચે એક કોટ અથવા ભીંતની ગરજ સારે તેમ ઉભા રહ્યા.

બીમડો તરતજ પાછો બ્રહ્મચારીજીના અને બકુભાઇની પાસે આવીને બેઠો. સુખલાલ શેઠ અને સંતોષબાઇ પણ પોતાના દીકરાની આગળ એકદમ આવીને હંસતી મુખમુદ્રાથી બેઠાં. પણ શું બોલવું અને શું કહેવું તેની તેમને હર્ષના ઉભરામાં કાંઇ ગમ પડતી નહોતી. એટલામાં બકુ—આપણે રસબાલ બકુ—ઉઠવાને જો કે અશક્ત હતો તો પણ ચારે તરફ પ્રિયાદર્શનનાં તરસ્યાં નેત્રો ફેરવતો પરવશપણે બોલ્યોઃ—"શું પ્રાણ વિલસુ હયાત છે?! તમે જુઠું તો નથી કહેતા? મેં નજરે તેને મરેલી જોઇ છે."

બ્રહ્મચારીજી પ્રેમથી બોલ્યાઃ—"વહાલા દીકરા! તે મરેલી નહોતી, પણ મૂર્છિત હતી. તેને મૂર્છા વળ્યા પછી તે સાવધ થઇ હતી."

બકુ વિચારો એકદમ હર્ષઘેલો થઇ નિર્બળ પણ અતિ આતુર

---

સમજુ માતાઓ પોતાનાં નાનાં બાળકો માટે કામીનીઆ ઓઇલજ વાપરે છે બીજા તેલોની માફક નુકસાનકારક તે નથી એમ સમજે છે.

સ્વરે વારંવાર બોલવા લાગ્યો:—"ત્યારે મને મારી વિલસુ દેખાડો ! વિલસુ ! મારી પાસે આવ !!"

બ્રહ્મચારીજી સખેદ હાસ્યપૂર્વક બોલ્યા:— "મારા રસિક-શિરોમણિ મિત્ર ! વિલસુને મૂર્છા વળી હતી, પણ તે વખતે તેણે આપસાહેબને મૂર્છિત જોયા તેથી આપના વિરહદુઃખે તે મુર્છિત થઇ ગઇ છે, તેને જે ઔષધીથી તમને અને તમારા પિતાજીને સારૂ થયું છે તેજ ઓષધીથી પાછી સચેતન કરવાને હું પ્રયત્ન કરૂં છું; એને તો મૂર્છાજ માત્ર થઇ છે. કેમ ભીમજી ! તારાં નાનાં શેઠાણીને મૂર્છા વળી હતી કે નહિ. બકુ શેઠ ! હું પંચાશી વર્ષનો ઘરડો સાધુ જુઠું બોલુંજ નહિ. પૂછો, આ તમારા નોકરને, જુઠું કહતો હાઉં તો."

ભીમડો બ્રહ્મચારીજીની યુક્તિ સમજી ગયો હતો તે બકુશેઠની ચિબુક પકડીને લાગણીથી બોલ્યો:— "શેઠશાબ ! મારી પોતાની આંછયોના હમ ખાઇને કહુ સું કે મારાં દીવાળીભાભી હમણાં જીવતાં હતાં, પણ તમને મોરછામાં પડેલા ભાળ્યા એટલે પાસાં બેભાન થઈ જ્યાંસે; અને જો પાસા તમને એ મોરછા ખાધેલા ભાળહે તો ફરીને પાસાં મોરછામાં પડી જાશે; અને આ બાપજીની કરેલી ઓહડ વેહડની બધી ભોડાફૂટ ધમ્યું હોનું ધૂડ મળી જાશે, બાપલા ! માટે તમે ઈકણે બાને બાપાફાહે બેઠો. હું તમારી ફાહે બેઠો સું; અને આ માહરાજ દીવાળી ભાભીને આમ સપટીમાં હારૂ કરી દેસે, બાપાશાબ !" ભીમડાએ વિલસુ અને વિલાસ-

વતી જેવાં બકુભાઇયે નવાં પાડેલાં રસિક નામો ન વાપરતાં બે વાર મૂળનામ દીવાળી વાંપર્યું તેથી બકુશેઠે નાપસંદગી ભરેલી નજરથી ભીમડા સામું જોયું. તેથી ભીમડાએ સાવધ થઇ બે હાથ જોડી નમ્રતાથી કહ્યું:—"ભાઇશાબ! એ તો આ ભોના માર્યાં મારૂં કાળજું ઠામ ન રિયું, તેથી બાપુશાબ! આપ ધખશો માં! નિકર રોજ તો 'વિલસુભાભી' અને "વનાશવંતી ભાભી" સવાય ચાંચ ઉઘાડતો નથી. ઇતો બાપુ, આપ જાણો સોને?"

બ્રહ્મચારીજી બોલ્યા:—"અલ્યા ભીમજી! વહુનું મૂળ નામ દીવાળી છે, એ તો મેં આજેજ જાણ્યું.

ભીમજી બોલ્યો:—"બાપજી! એ બધી કહાણી લાંબી-લચંડ સે. અટાણે એ ઢાંકી મેલો, માહરાજ!"

બ્રહ્મચારીજી ગંભીરતાથી સાવધ થઇને બોલ્યા:—"ભીમજી, તે ઠીક ઇસારો કર્યો." એટલાજ શબ્દો બોલીને કાંઈક પાક જેવા સ્વાદિષ્ટ ઓષધીનું ચકતું કાઢીને રસિક મંડળમાં પીર તરીકે પૂજાવા યોગ્ય બકુભાઇને ખવરાવી દીધું. તેમાં એવી તો નિશોની ચીજો હતી, કે ઉસકેરાઈ જાય તેવી મનની લાગણીએ બે ચાર કલાક લગી લ્હેર મારી જાય. આ દવા તરતજ અસર કરે તેવી હતી.

આ એક કોમળ હૃદયની બાળાનું મરણ પણ ઘરડાંઓની

અણિઆળી જીભ અને મુદ્દાં હૃદયથીજ થયું છે, અને આ પ્રમાણે પોતાના પ્રાણુપ્રિય હૃદયદેવતાને લાડ લડાવવાને લીધેલી વ્યાજબી છુટ ઉપર પણ આપ્રમાણે અસભ્ય ટીકાઓ કરીને આ વડીલો-નાંજ જુલમી મર્યાદા બંધનોની ફાંસીનો ભોગ થઇ પડેલા આ અબળાનું મડદું તો હજુ પડયું છે, તે છતાં આમ ઠાગાઠોલા કરનાર માણસો તે પણ સાધું ગણાતા વૃધ્ધોમાંજ મળી આવે એવું તો આ હતભાગી હિંદમાંજ બને ! વ્યક્તિસ્વાતંત્રના આવા શત્રુઓ બીજા કોઇ દેશમાં પાકતા જણાતા નથી ! "-પ્રેમુ દાક્તર તેજોદ્વેષથી બોલ્યા.

બ્રહ્મચારીજી પણ કરડી ગંભીરતાથી બોલ્યા:—" વિદ્વાન અને રસિક મંડલના મહાંતજી દાક્તર સાહેબ ! હિંદના હતભાગ્ય ઉપર હડતાળ મારી હિંદનું સદ્ભાગ્ય બનાવનાર કારીગર આપના જેવા હવે પાકવા લાગ્યાં છે, એટલે વ્યક્તિ સ્વાતંત્ર્યનો અને પ્રજાસ્વાતંત્ર્યનો બગીચો હિંદમાં ખીલી નિકળવાનાં ચિન્હો ઉનાળુ વિજલી જેવાં ચારે તરફ ચમકવા લાગ્યાં છે, આ એક મડદુ તો હજુ **દીકરાની દીવાળી** અને **માબાપની મુસીબતના** પ્રત્યક્ષ પુરાવા રૂપે પડયું છે, અને તેની જોડે એક બે અને ત્રણ એમ બીજાં મુડદાનો ઉમેરો કરવાનો દાક્તરી હુનર અને રસિકતાની પરાકાષ્ઠા જેવી આપ જેવા નવસભ્યોમાં છે, તેવી આ બકુબાઇના માતા-પિતામાં કે અમારામાં હોવી સંભવતી નથી. આપના રસિક સંપ્ર-દાયના કવિયોની વાણીમાંજ દીવાળીની હોળી બનાવવામાંજ વસંત

ઋતુનું સાર્થક્ય કરનારૂં અમૃત ઉભરાતું જણાય છે. રોવાણી કવિતામાં પ્રેમ અને રોનારાઓમાં પ્રેમીપણું અને ઝુરી મરવામાંજ મહિમાં જોનારા કોઈ આ નવા યુગના મહર્ષિઓ આપ લોક પાકયા છો, એટલે સર્વ પ્રકારના સ્વાતંત્ર્યની પૂર્ણાહુતિજ થવાની છે! વ્યકિતસ્વાતંત્ર્યને માટે હવે આપ શીદને ચિન્તા કરો છો? વડીલોનાં કઠણ જણાતાં પણ કલ્યાણકારક વચનો સાંભળીને આપનાં સહૃદયતાનાં કોમળ કુસમ જેવાં કાળજાં કપાઈ જાય છે, અને હિસ્ટીરીઆ તથા આંચકી થાય છે, પણ એવાં કઠણ વચનો કહેનારાં વડીલોનાં વચનો હવે તમારે માટે રહેવાનાં નથી, પણ મીઠા બોલા ધુતરાગોની ગુલામગિરીના શૃંખલાનાં બંધનો તમારે હાથે પગે અને ગળે પુષ્પહાર ગણીને પહેરવાની ઉમદા (!) સહિષ્ણુતા શીખવાનો ઉદારભાવ સિદ્ધ ઠરી સર્વની હતભાગ્યતાને સદ્‌ભાગ્યરૂપ થવાનો દૃષ્ટિસૃષ્ટિવાદ તમે શીખવા લાગ્યાં છો! તમારી સ્વાનુભવ રસિકતા તમને જે જે લાભનાં લુમખાં નહિ આપે તે ઓછાં છે. मन एव मनुष्याणां कारण बंधमोक्षयोः એ વાકય હવે વેદાન્તમાંથી નિકળી આપ જેવા રસિકજનોમાં પેઠું છે. સફળ થયું છે, આપના રસસંપ્રદાયમાં ગાણામાં રોણું અને રોણામાં ગાણું છે! આપનો મહિમા અપાર છે! હવે કઠોર હૃદયનાં અને શરીરનાં માણસો આપના હિંદના હતભાગ્યમાં ઉમેરો કરનાર આપ નવા બ્રહ્માઓની સૃષ્ટિમાં રહેવાના નથી. કોમળ શરીર કોમળ મન, અને બધું કોમળો કોમળ થઈ જવાનું છે. કઠણ હાડકાં વિનાનું શરીર અને કઠણ ધૈર્ય, શૌર્ય વગેરે પથરા જેવા ગુણો

---

વેપારી જેને સારૂં સસ્તું તેલ આપે છે તેમાં તેઓને કામીનીઆ કરતાં વધુ નફો મળે છે તે ખરી રીતે જોતાં હલકું તેલ હોય છે.

વિનાનું મૃદુ મનઃ હવે તમારા જમાનાનો વારસો છે. પણ તમે યાદ રાખજો કે પથ્થર અને પૃથ્વી જેવા અમારા કઠોર જમાના-વિના તમારા હૃદયના રસના રેલા અને મગજના પવનની લહેરોની પ્રવાહી અને હવાઇ વસ્તુઓ ટકવાનાજ નથી. તમારા રસવૈદ્યકની પણ દાક્તરસાહેબ, બલિહારી છે ! એ તમારી રસવિદ્યાને પ્રતાપે આવા આવા કાંઇક ભારતબાલ મટીને રસબાલ થયા છે. તેમણે જ્યાં ત્યાં રસનો ભેજ એટલો ફેલાવ્યો છે–કે ગણુગણાટીઆ ગાયક મચ્છરોએ–બધે મલેરિયાનો જ્વર ફેલાવ્યો છે. કાંઇ કાંઇ આવાં મડદાં આપના અમૃતમયરસે બનાવ્યાં છે, શરીરનાં અને નીતિનાં મડદાંનો તો પાર પણ નથી–અને જીવતાં ખોખાં થઇ ગયેલાં પણ આપના કારખાનામાં સંખ્યાબંધ છે !"

પ્રેમુભાઈ પોતાની મુછ ઉંચી રાખવાને બોલ્યાઃ—"એક કાગનું બેસવું અને તાડનું પડવું–તેના જેવા અકસ્માતથી સુખ-લાલકાકા અને બકુમલ ભાઇને ઠીક થયું. તેથી ફુલાઇ જઇ આ બ્રહ્મચારી વાયરે ચઢયો છે. પણ આપણા લોકો એટલા બેહયા છે કે "વહુ મુઇ ને ઉંદરડી મુઇ" એ પ્રમાણે ગણનારા છે ! તેથી આ બધું ચાલે છે. હજુ દેશને સુધરવાને સેકડો વર્ષો જોઇયે છે.

બ્રહ્મચારી પણ તેટલી કડકાઇથી બોલ્યાઃ—"અમારા સંતોક બહેન જેવાં જુનાં બૈરાં પોતાની જીંદગી પણ પોતાના માથાના મુકટ ( પતિ ) ને મુકાબલે ઉંદરડી જેવીજ સમજે છે. એવીજ

---

માતાઓ અને સાસુઓ પોતાના જીવનને પોતાના પતિના જીવન કરતાં વધારે કિંમતી ગણતી નથી અને વહુઓને અને દીકરીઓને તેવું ગણતાં શીખવતી નથી. તેજ તત્વને દર્શાવનાર આર્ય સતીઓનો સિદ્ધાન્ત છે કે "વહુ મુઇ અને ઉંદરડી મુઇ" પતિ અને પુત્ર પહેલાં પોતાને મરણ આવે—એવી પ્રાર્થના પ્રત્યેક આર્ય પત્ની અને આર્યવધુ નિત્ય શ્રીજગદીશ્વર આગળ કરે છે. તમારો રસપંથ એથી ઉલટોજ છે આપનો અને અમારો મેળ ક્યાંથી મળે ?"

બ્રહ્મચારીજી સામે નકામી હુજજત કરવા માટે લોકોએ પ્રેમુભાઇની જરા મસ્કરી કરી અને જરા કોઇએ ઠપકાના પણ શબ્દો કહ્યા. તેથી પ્રેમુભાઇ મનમાં બળતા મૌન પકડીને રહ્યા. તેમાં વિશેષ બળતરા તો તેમને એથી થઈ કે લોકો વારંવાર એજ કહેવા લાગ્યા કેઃ—"ત્રણ મરેણાંમાંથી બે જીવ્યા તેથી આનંદ માનવાને બદલે ઉલટો ટકટક શું કરે છે ?"

( ૧૦ )

બંને પ્રયોગો સફળ થવાથી આશા અને ઉત્સાહના વેગમાં આવેલા આપણા બ્રહ્મચારીજીએ વિલાસવતી ઉપર પણ પોતાની રામબાણ ઔષધી અજમાવવાનો વિચાર કર્યો, પણ તેમને તરતજ સ્મરણ થયું કે આ ઔષધી કોઇ પણ પ્રકારના માનસ કિંવા શરીર

ઉપરના અકસ્માત્ થયેલા આઘાતથી જેવી અવસ્થા થઇ હોય તો તેના ઉપર અસર કરેછે; પણ સ્વાભાવિક રીતે મરણ થયું હોય તો તેના ઉપર અસર કરતી નથી. તથાપિ એટલામાં તેમની નજર પેલું " દેવયાનિ " નું પુસ્તક વિલાસવતીની પથારીમાં પડયું હતું તેના ઉપર પડી તે જોઇને બ્રહ્મચારીજીના મનમાં એવો વિચાર સ્ફુર્યો કે—' આ નાજુકતાની પરાકાષ્ટાએ પહોચેલી છોકરીના અત્યંત નિર્બલ શરીરમાં રહેલા તેના નિર્બલ અંતઃકરણને આ પુસ્તકમાં આવેલો કોઈ અત્યંત પ્રેમનો કે વિયોગનો પ્રસંગ વાંચવાથી વૃત્તિ ઉશ્કેરાઇને તેથી એક પ્રકારનો કોઇ આવેગ ઉત્પન્ન થઈ ધક્કો લાગવાથી તેનું ડગુમગુ જીવન ઉડી ગયું હોય તો એકવાર તો કદાચિત્ આ મારી દવાથી પરમેશ્વર તેને પુનઃ સજીવન કરે ખરો.'

તેથી બ્રહ્મચારીજી પ્રજ્ઞાનંદે એકદમ કહ્યું:—" ભીમજી ! ભીમજી !! તું આમ આવ, અને તારી વહુને અહીં મારી પાસે બોલાવ; આ વિલાસવતી વહુને દવા લગાડવી છે, તે હું બ્રહ્મચારી આશ્રમમાં હોવાથી લગાડી શકું તેમ નથી. ભાઈ ! મારાથી કોઈ સ્ત્રીને અડકાય નહિ. "

આ સાંભળીને ભીમડો પોતાની સ્ત્રી વેગળે એક ખુણામાં હતી તેને હાક મારીને કહેવા લાગ્યો:—" અલી, ઓ ! હાંભળે સે કે ? ઈકણે આવ, ઈકણે ! આ બાપજી ચીંધે ઈમ આ ભાભાને ઓહડ સોપડ, ઓહડ !! "

ભીમડાનો આ હોકાટો સાંભળીને સંતોષ શેઠાણી પોતેજ ઉઠીને એકદમ બ્રહ્મચારીજી પાસે આવી અને લાગણીથી બોલી:—

"બાપજી! આપ મને બતાવો તે પ્રમાણે હું વહુને ઓસડ ચોપડીશ, એ બિચારી (ભીમજીની વહુ) ગામડાનું બઇરૂં છે, તેને બરોબર ફાવે કે ન ફાવે! વળી કાંઇક ઓસડ આપતાં લેતાં હડફડાટમાં એ આપને અડકી પડશે, તો આપને અપવાસ કરવા પડશે."

પ્રજ્ઞાનંદજી બોલ્યાઃ—"સંતોક બા! તમે એનાં પૂજ્ય થઇને વહુને પગે ઓસડ લગાડો તે યોગ્ય નહિ. ભીમજીની વહુ હાજર છે, તો પછી તમે શું કરવા શ્રમ કરો?"

સંતોષબાઈ સંભ્રમ સાથે બોલ્યાંઃ—"માહરાજ! મારે મન તો એ મારી વહુ નથી પણ દીકરી છે! આ દીકરાને અને વહુને મૂકીને મને મોત આપે તો હું તો ભાગ્યશાળી થઇ જઉં. આવી ઓપટીને વખતે કાંઇ બાધ નહિ."

"ઠીક ત્યારે લ્યો"—એમ કહી પ્રજ્ઞાનંદજીએ સંતોષ શેઠાણીના હાથમાં ઔષધ આપ્યું અને પ્રથમ તે વહુને પગે લગાડવા સૂચવ્યું. પછી નાભિમાં આંબોઇને સ્થળે અંગુઠો દાબી જોવાને કહ્યું; અને પૂછ્યુંઃ—"સંતોષ બહેન કાંઇ નાડી જેવું ધડકતું લાગે છે?" સંતોષબાઇએ બારીકીથી જોઇને કહ્યુંઃ—"ના! નાડી જેવું તો કાંઇ જણાતું નથી. પણ સહજ ઉનાશ જણાય છે."

બ્રહ્મચારીજીએ પુનઃ સંતોષબાઇને કહ્યું કેઃ—"હવે આ ઓસડ એને તાળવે લગાવો." તે પ્રમાણે લગાવી થોડીક વાર

ધસ્યું. પછી પાછો નાભી સ્થાને અંગુઠો મૂકીને તપાસવા પ્રજ્ઞાનંદે આજ્ઞા કરી. તેપ્રમાણે જોઇને સંતોષબાઇએ કહ્યું:–"હવે કાંઇક ધબકારા જેવું ઘણુંજ ઓછું મને પણ લાગેછે; અને ઉનાશ તો વધારે લાગે છે."

બ્રહ્મચારીજી આશાથી પ્રકાશતા ચેહરે બોલ્યા:–"શ્રીહરિ સહાય! હવે સંતોષ બહેન! એ ઓસડ વહુભાને પગના કાંડા આગળ ઘુંટીના હાડકા નીચે બંને પગે ચોળો." તે પ્રમાણે કરી જોયાં પછી સંતોષબાઇએ પાછી વહુની ડુંટી ઉપર પ્રજ્ઞાનંદજીના કહેવાથી તપાસ્યું, તો બરોબર નાડીનો ધબકારો થતો જણાયો. પણ આંખો ઉઘડતી નથી એ જોઈ પ્રજ્ઞાનંદજી આશા અને ચિન્તામાં આમ તેમ અફળાવા લાગ્યા. પ્રજ્ઞાનંદજી સ્વાભાવિક ઉત્કંઠાથી બોલી ઉઠ્યા:–"પ્રેમસુખભાઈ, આ પ્રમાણે નાડી ચાલે, પણ હજુ લગી શ્વાસ પ્રશ્વાસની ક્રિયા શરૂ થાય નહિ, તેમાં કાંઈ કારણ હશે, અને હશે તો શું કારણ હશે? આ સંબંધી કાંઈ જ્ઞાનતંતુઓ અને ધમનીઓના વિષયમાં આપના વાચવામાં આવ્યું છે? જો કાંઇ આપના જાણવામાં હોય તો કૃપા કરીને મને કહો. મારે તે હાલ ઉપયોગમાં લેવાની જરૂર છે."

પ્રેમસુખ દાક્તર ચીડાઇને બોલ્યા:–તમારા જેવા ઉંટવૈદોના શાસ્ત્રનો અને અમારા મેડીકલ સાયન્સના વિચારોનો કોઇ દિવસ મેળ મળે તેમ નથી. માટે તમારૂં કામ તમે જાણો! અમે તેમાં વચ્ચે પડવા માગતા નથી.

બ્રહ્મચારીજીએ માત્ર તિરસ્કાર સૂચક હાસ્ય કરીને મૌનપૂર્વક પોતાના ઉપચાર કરવાનું ચાલુ રાખ્યું. તેમણે વિલસુના વાંસાની કરોડના દરેક ભાગમાં ઓસડ ઘસવાને સંતોષબાઇને સમજણ પાડી અને તે પ્રમાણે સંતોષબાઇએ કર્યું એટલે થોડાજ સમયમાં વિલસુએ ધીમે ધીમે શ્વાસ લેવાનું અને મૂકવાનું શરૂ કર્યું અને પછી બાકીના બધા ઉપચારો આપણા બકુભાઇને કર્યા હતા તેજ પ્રમાણે કરાવ્યા એટલે વિલસુ મંદસ્વરે બોલી:—"અરરરરર !" આ જોઇ સઉના આશ્ચર્ય અને હર્ષમાં પાર ન રહ્યો. કોઇ કોઇ તો કહેવા લાગ્યા:—"ભાઈ! ઔષધ તો આનું નામ !" કોઇ કોઇ તો વળી ખાસ પ્રેમસુખભાઈ તરફ જોઇને તાનો મારવા લાગ્યા કે—"દાક્તર સાહેબ તમારૂં ગધાવૈદું ખરૂં કે આ ઉંટ વૈદું ખરૂં ?!"

વિલસુએ પોતાના શરીરની નબળાઇને લીધે મૂર્છામાંથી પાછી સચેતન થઇ જે 'અરરરર' નો ઉદ્‌ગાર કાઢ્યો તેજ વખતે સુખલાલ શેઠ, બકુ અને ભીમડો તેની પાસે આવી ગયાં હતાં. એને સંતોષબાઇએ ઘણી મમતાથી પૂછ્યું:—"દીકરા વિલસુ ! તને શું થાય છે ? બેટા !"

વિલસુએ નિર્બલ અને શોકાતુર સ્વરે કહ્યું:—"મને કાંઇ થતું નથી, મારૂં નિર્બલ થઇ ગયલું શરીર તમને સઉને ભારરૂપ થવાને માટે શા સારૂં હજુ ટકી રહ્યું છે ? તે મને સમજાતું નથી !"

---

બકુ બધાની મર્યાદા ભૂલી જઈ બોલી ઉઠ્યો:-"મારા જીવનનો આધાર થવાને ટકી રહ્યું છે! વહાલી!!"

બ્રહ્મચારીજીને આ કૃત્રિમ રસભીના યુવક દંપતીની અજ્ઞાન લીલાથી હસવું આવ્યું: પણ આ વિલસુને બીજા શા વિશેષોપચાર કરવા તેની ચિન્તામાં તેમનું ચિત્ત લાગવાથી તેમણે પોતાની ઝોળીમાંનાં સર્વે ઔષધો તપાસવા માંડ્યાં. તેમાંથી તેમણે જે પાક બકુને આપ્યો હતો તે પાકની સાથે એક બીજું રસાયન ઔષધ ભેળવીને એક ચમચામાં ઘીમાં ઓગાળીને વિલસુને અપાવ્યું પણ વિલસુએ તે લેવા ના પાડી અને બોલી:-"મારૂં આ બોજારૂપ જીવન લંબાવાથી એમનો અભ્યાસ બગડે છે. દયાળુ પ્રભુ હવે મારૂં પાતું ખોવે તો સારૂ!"

બ્રહ્મચારીજીએ પણ ગંભીરતાથી કહ્યું:-"બેટા વિલસુ! પણ આજે ઔષધ હું તમને અપાવું છું, તે જે તમારી ઇચ્છા છે. તે પાર પડે તેટલાજ માટે અપાવું છું! તેથી તમારા દુ:ખમય જીવનનો સુખના પ્રભાતમાંજ ઉદય થશે."

પ્રેમના મર્મની પોથીઓ વાંચનાર વિલસુ સમજી કે આથી આ સઉને દુ:ખરૂપ અને ભારરૂપ થઇ પડેલો આ દેહ સુખપૂર્વક છુટી જશે. તેથી તેણીએ તે ઔષધ લેઈ લીધું. એટલે પોતાની પ્રિયાની પાછળજ પરલોકમાં સિધાવવાને સદા સજ્જ રહેનાર બકુ પણ બ્રહ્મચારીજીની પાસે એ ઔષધની માગણી આગ્રહ-

---

વેપારી જેને સારૂં સસ્તું તેલ કહી આપે છે તેમાં તેઓને કામીનીઆ કરતાં વધુ નફો મળે છે-તે ખરી રીતે જોતાં હલકું તેલ હોય છે.

પૂર્વક કરવા લાગ્યો:—અને બ્રહ્મચારીએ તે સ્વીકારીને બકુને પણ તે ઓષધ ખુશીની સાથે આપ્યું. ચાર પાંચ મિનિટમાં તે ઓસડની અસર તો બ્રહ્મચારીજીના કહેવા પ્રમાણેજ થઈ નિશાની સાથે એ રસાયનથી વિલસુ અને તેના પ્રેમી શિરોમણિ પતિ બકુલની મનોવૃતિયો જે અત્યંત નાજુક હતી તે ઓષધની અસરે જાડી અને બુઠી થઈ ગઈ. તેમજ જે કૃત્રિમ કલ્પનાઓ કરી કરીને તેઓ ઝૂરવામાંજ રસિકતાની સિદ્ધિ સમજતાં હતાં તે કલ્પનાઓ કરવાની શક્તિ તેમનામાં આચ્છાદિત થઇ ગઇ-દબાઇ ગઇ. દવાનો પૂરો અમલ થવાથી વિલસુ પણ બેઠી થઇ. તો પણ તે ઘણા ઘસાઇ ગયેલા શરીરને તકીયાની જરૂર પડે તેમ હોવાથી નિમકહલાલ ભીમડાએ એક મોટો તકીયો લાવીને તેણીના પાછળ ગોઠવ્યો. અને "બહુ રત્ના વસુંધરા" નું કહેવત વદ કરતા કરતા લોકો પોતપોતાને સ્થાને ગયા. હવે ફક્ત સુખલાલ શેઠના અને બકુના સ્નેહીઓજ રહ્યા અને તેઓ પણ ત્યાં સુખાનંદ ભોગવવા બેઠા. પ્રેમુભાઇ અને રસિકબંધુ સમાજના સભ્યો પણ ત્યાં બેઠા. હવે બકુ અને વિલાસવતીને કોઇ વાતચિતથી મુર્છા આવી જાય નહિ એટલી મનની દૃઢતા પેલી નિશાની અને રસાયનની દવાની અસરથી થઈ હતી તેથી બ્રહ્મચારીજી ભીમડાના સામું જોઈ બોલ્યા:— "વિલસુ વહુનું નામ દીવાળી વહુ છે એ વાત તો આજેજ મેં જાણી તેને માટે હું તારો પાડ માનું છું: અને આ કુટુંબમાં તે હમેશને માટે દીવાળી રૂપેજ બની રહે એમ પરમેશ્વરની આગળ પ્રાર્થના કરૂં છું."

---

બોલવાની હવે બારી મળવાથી વતોડો બીમડો બોલ્યો:— "અરે બાપજી ! એ કથ્યા તો બહુ લાંબી લચરક સે ! ભાભી શાબને પરણાવીને અમે હઉ લિયાવ્યા. તેના થોડાક મહીના લગી તો દીવાળી ભાભી કહી કહીને બોલવાથી મારું હહરૂં ઈ નામ મને તો મુઢે ચઢી ગયું. પણ પાછળથી તો બકુ શેઠે ઈમનુ નામ વનાશવંતી ભાભી પાડયું; તે મને ભુંડો ! આવડે નહિ; અને બકુભાઇ રોજ ધખે ! ચ્યમ કે મને બાપજી ! "દીવાળી ભાભી" મુઢે ચઠી જએલાં. પણ આપણે નાના શેઠ પણ શેઠશાબ ! ઇનનો હુકમ પણ માથે ચઢાવવો. તેથી મોડાકૂટ કરીને પણ વનાશવંતી ભાભી નામ ઇયાદ કરી લીધું મેં કરી જાુગની ! જિમ હરિચંદણ રાજાની રાણી તારાવંતી, ગોપાચંદણ રાજાની મા મેનાવંતી, અને કરશણ ભગવાનના વહુ જાંબુવંતી તેમ બકુભાઇનાં વહુ મારાં ભાભી વનાશવંતી--ઇમ ગોખી ગોખીને વનાશવંતી ભાભીનું નામ જીભે તો ચઢાવ્યું ! તોય મારા કઠણ કરમનો પાર ન આવ્યો. પાસા બકુભાઇએ ચીધું 'મુડથલ ! તને નામ નથી આવડતું ! બકુભાઇ પોતે મારા મેતાજી થયા. એ મને બોલી બોલીને ગોખાવે અને હું "વનાશવંતી ભાભી. વનાશવંતી ભાભી" ગોખું. હું તો ભુંડો ! ખરૂં બોલું કે "વનાશવંતી ભાભી" પણ બકુભાઇ કહે 'ભૂલ કરે છે ? હું તો અખ્યરે અખ્યર છુટો પાડીને બોલું કે 'વનાશવંતી ભાભી ? પણ બકુશેઠ કરે–'તને ભૂલ થાય છે.' આ મોડાકૂટમાં બકુશેઠ મારા ઉપર એક દી બહુ ગુસ્યે થિયા અને મને કાઢી મૂક્યો (બકુના સામું જોઇને) કયમ શેઠશાબ ! હારી વાત કહું સું ને ? હું તો બાપજી ! ઘેર હેંડયો ગ્યો પણ એકવાડીયું

---

ઓરોદિલબહાર સેંટનો રાજા છે.

પણ ભીમડા વિના કોંય હેંડે કે ? મારા વના આ ઘરમાં કોઇ પુરૂં પડી હકે નહિ ! માહરાજ ! હા ! હંતોક બા તો હાથે પાણીએ કાઢે અને વાહણ પણ ઉટકે, પણ વિલસુ ભાભીથી કાંઈ એક હળીએ ઉંરી થાય કે ? પેલું કરબત—અરે—શરબત પીવું હોય તો ભીમડો હાજર ! પેલી ચા કરવી હોય તો ભીમડો ચાકર તિયાર ! પેલી કાફી ઉકાળવી હોય તો ભીમડો ઇયે ! આખરે બકુભાઇજ મને મારે ઘેર આવી તેડી લવ્યા; અને તયણ અખ્યરનું ટુંકું નામ "વિલસુ ભાભી" શીખવ્યું તે હું ઝપાટામાં શીખી ગ્યો. પણ બકુભાઇ તો કહેસે હજુ ઇમાંય કસર છે. પણ બકુ-ભાઈ અને વિલસુભાભી મેહેરબાની કરી ચલાવીસે. ચેરણે નભે સે, બાપજી !"

આ સાંભળી જેઓ કાંઇક દેશી વિચારના હતા તેમને અને બ્રહ્મચારીજીને આપણા નવરસિક બંધુઓની ચાપલુસી આ હિશી-આરી વાળી રસિકતા અને રસજ્ઞતા ઉપર હસવાની સાથે ખેદની લાગણી ઉપજી. બ્રહ્મચારીજીએ વળી રમુજમાં વધારો કરવા બકુ-ભાઇને પૂછ્યું:—"પણ ભાઇ ! તમારૂં મન આટલે બધે દરજ્જે ફુભાઇને આવો પરિણામ આવે તેવું શું કારણ બન્યું હતું ? તમારાં માતા પિતા તમારે માટે અને તમારી વહુને માટે પાણીને બદલે દુધ હાજર કરે છે."

તેમાં ખરી ટીકા કરતાં ધીરજભાઇ બોલ્યા:—"અને આ ઘરમાં વહુને અને છોકરાને છુટ પણ એટલી બધી છે કે આવું

---

ઓટો દિલબહાર સેંટાનો રાજા છે.

તો બીજા હિંદુ કુટુંબમાં નજ નહિ. આપણામાં તો વડીલની મરજાદએ મોટી વાત છે!"

આથી છેડાઇ પડેલા બકુભાઇએ અને તેમના રસિક બંધુઓએ જુના વિચારના બંધનો ઉપર ખૂબ વાણીના તોપનો મારો ચલાવ્યો; અને તેના સપાટામાં બિચારા સુખલાલ શેઠને અને સંતોષકાકીને પણ ખૂબ વધાવી લીધાં; અને "પઈ પઈને માટે તેમના મકકે જવાના સ્વભાવને લીધે અને વહુને હવા બદલવા જેવા પ્રાણના રક્ષણના અત્યંત જરૂરના કાર્યમાટે પણ નહિ લેઈ જવા દેવાનાજ કારણથી આ વહુની જીંદગાની પણ મરણના ભયમાં આવી પડી છે. રસબાલ બકુલ તેના વિના રહેજ પછી પૈસાને મધ મૂકીને ચાટવાના હતા?"—વગેરે વગેરે હજારો ટીકાઓ સુધારેલી ભાષાની ભભકમાં કરીને બિચારા સુખલાલ શેઠને અને સંતોષ શેઠાણીને રસિક યુવક મંડલે તો "પાજીનાં પાદશાહ" બનાવ્યાં. પણ તે બિચારા છોકરો કે વહુ તેમના નાજુક સ્વભાવ પ્રમાણે દિલ દુભાવાથી કાંઇ પાછાં મૂર્છા ખાઇ જશે એવા ડરથી એક શબ્દ પણ બોલ્યા વિના પોતાની આંખો-માંથી ડળક ડળક આંસુ પાડવા લાગ્યાં. તેમ તેમ યુવક રસિકોએ એમ જાણ્યું કે હવે આ વૃધ્ધોને તેમની કહોર વર્તણુકને માટે પસ્તાવો થાય છે. અને તેથી તેઓ ફરીને એવું કરે નહિ એવી રીતે તેમની ખોડ ભૂલાવી દેવાને એ આજ કાલના નવરસો-મત્ત ગોરિયાઓએ તેમને ગણા બની શીખામણ દેવા તરીકે અનેક હૃદયભેદક વચનો કહ્યાં: અને છેવટે પ્રેમુભાઇ દાક્તરે ઘણા

---

વેપારી જેને સારૂં સસ્તું તેલ આપે છે તેમાં તેઓને કાશીનીઆ કરતાં વધુ નફો મળે છે તે ખરી રીતે જોતાં હલકું તેલ હોય છે.

આગ્રહ સાથે સલાહ આપી કે:–"તમે આ વહુને અને છોકરાંને મહાબલેશ્વર હવા બદલવાને માટે મોકલો. નિકર આજે કાકતાલી ન્યાયે જે શોકમય નાટક બંધ રચ્યું છે, તેજ નાટક આખરે તમારે જોવાના દિવસો આવશે."

સુખલાલ શેઠને વારંવાર આ પ્રમાણે કહેવામાં આવ્યું નથી તેમણે કહ્યું કે: "જો બ્રહ્મચારી મહારાજની સલાહ હોય તો હું ગમે તેમ તાણુઇને પણ એવો ખર્ચ ઉઠાવવા તૈયાર છું." મંદવાડને ખાટલે મહાબલેશ્વર જઇને અમારા કુટુંબના મોભા પ્રમાણે રહેવું એ થોડા ખર્ચનું કામ નથી."

બ્રહ્મચારી મહારાજ કહ્યું:-" આપ જેવા સમર્થ પૈસાદાર ગમે ત્યાં હવાફેર માટે જઈ રહે તો તેમાં કાંઇ બાધ નથી. પણ આ વહુની તબીઅત આવી થઇ જવામાં કારણ હવાનું નથી. પણ તેના શરીરને અને મનને જુદીજ તરેહનો હેવા પડી ગયો છે, તેજ તેના મંદવાડનું કારણ છે."

બકુલ આથી છેડાઈ જઇને બોલ્યો:– "વૃદ્ધોને હમેશ માણસો કરતાં પૈસા પ્યારે હોય છે! પ્રેમુભાઇ! તમે એ માથાફોડ જવાદ્યો. એમાં કાંઈ વળવાનું નથી. એ તો તમે મને જે જોગવાઈ કરી આપી છે, તેટલામાંજ હું હવાફેર કરવા મારી વિલસને મહાબલેશ્વર લેઇ જોઇશ."

બકુલના આ શબ્દો સાંભળીને સુખલાલના સમગ્ર સુખનો નાશ થઇ ગયો. તેમનાથી બોલ્યા વિના રહેવાયું નહિ:–" અમે પૈસો પ્યારો કરનાર છીએ ! માણસની કિંમત તો તમેજ જાણનાર છો ! ઠીક ! તમને ફાવે તેમ બોલો. અમે આટલા દિવસ લગી પૈસો પ્યારો કર્યો હોત તો તમારી કેળવણી, ઘરનો વભો, તમારાં આ વિલસુ સાથે લગ્ન વગેરે ક્યાંથી થાત ? ઘરડાની આબરૂ, અને આ મોટાં ઘરો કે જેની મરાયતમાંજ દર વર્ષે લગલગ સઘળી ઉપજ પેશી જાય છે, ને શિવાય ઘરડાની કાંઇ પૂંજી મારી પાસે નથી. પરાણે વભો નિભાવું છું, આબરૂ પ્રમાણે ફંડો અને ટીપોમાં ભરૂં છું; અને પ્રતિષ્ટા જાળવું છું. દેવું મારે નથી અને હું કરવા માગતો નથી. આ નવા ભણેલા બકુભાઇથી, અત્યારે જો પરમેશ્વર મને બોલાવી લે તો, એકસો રૂપીઆનું પણ દેવું હશે તો અપાય તેમ નથી. તે ભણવામાં હોશિયાર છે; પણ હવે ભણતરની તેવી કદર નથી, અને બૈરાનું શરીર તક લેદી છે. પચીસ વર્ષ લગી બાપની કમાઇ ઉપર ભણનાર હાલના યુવાનોને તન તોડી ઉદ્યોગ કરવાની ટેવ પણ નથી અને ટેવ હોય તો પણ તેવાં ઉદ્યોગનાં દ્વાર ખુલ્લાં નથી. પગારદારી ઉપર પતરાજીના દહાડા હવે રહ્યા નથી. અને કમાવા કરતાં ખર્ચવાની ટેવ અને ખર્ચના રસ્તાઓનું જોર વધતું જાય છે. તેથી મારો અત્યારેજ અંત આવે તો એક પાઇનું પણ દેવું મૂકી જવું પડે એવી સ્થિતિમાં હું કદીપણ આવવા માગતો નથી. મેં પૈસો વહાલો કર્યો નથી. કેમ કે પૈસો મારી પાસે સિલકમાં રહી શકતો નથી. છતાં મને આપ્રમાણે પૈસાનો પ્યારો ગણવામાં આવે છે–એ

મારૂં દુર્ભાગ્ય છે ! હું કોઇને દોષ દેતો નથી, પણ મારાં પેટનાં સંતાનજ જ્યારે મને ખોટા આકારમાં જુએ છે, ત્યારે બીજાને શું કહવું ? એમાં સંતાનનો પણ દોષ નથી. દોષ મારા જેના મૂર્ખનો છે. મને વિદ્યા ઉપર પ્રીતિ ઘણી હોવાથી મારી સ્થિતિ અંદર ખાનેથી તંગ હોવા છતાં પણ મેં પૈસાને કાંકરો ગણીને આ પુત્રને ભણાવ્યો અને દરેક પ્રકારની તેને સ્વતંત્રતા આપી સુધરેલા મિત્ર મંડળમાં નામું રાખવાને માટે મે પ્રયત્ન જારી રાખ્યો, તેનુંજ આ ફળ થયું છે. હે સરસ્વતી ! હે ભારતી !! તારી ઉપાસનાનું પણ જો આવું ફળ થયું તો આંબે આકોલિયાં ઉતરવાનો કલિયુગનો સમય આવી પહોંચ્યો. પણ કળિમળ હરણ તારાં ચરણ કમળના સેવનનું આવું ફળ ! અરે રે મને કાંઇપણ મોહ આ જીવન ઉપર હવે રહે તો નથી ! ”

સુખલાલ શેઠે સરસ્વતી સેવનનું આવું અનિષ્ઠ ફળ થયું એમ કહીને શ્રીશારદા દેવી પ્રત્યે અનેક ઉપાલંભનાં વચનો કહીને કકળતી આંતરડીએ પુત્રને કેળવણી આપ્યા સંબંધ પશ્ચાત્તાપ કર્યો. એવામાં એકદમ બારણા આગળ પ્રકાશ જણાયો અને સરસ્વતીનાં બે સ્વરૂપ એક સરખા દેખાવવાળાં, પણ એક અત્યંત તેજસ્વી, અને બીજું રૂપ નિસ્તેજ અને બાવરા જેવું જણાતું હતું. પેલી મહા તેજોમય શારદાએ બીજુના ગળામાં પોતાના અંકુશનો આંકડો નાખેલો હતો, તે વડે તેને સુખલાલ વગેરે બેઠા હતા તેમની આગળ ખેંચી આણી અને બીજે હાથે તે નિસ્તેજ મૂર્ત્તિના હૃદય ઉપરનું પટ પેલી મહાજ્યોતિર્મયી ભારતીએ ખેંચીને

---

સુંદર વાળ એ દરેક સ્ત્રીની મગરૂરી અને આનંદ છે, તે પ્રાપ્ત કરવા માટે સ્ત્રીઓ નિરંતર કામીનીઆ ઓઇલ વાપરે છે.



…………ને આવી ઉપાસનાનું ફળ નથી. પણ આ દેવી પૂરી 'श्रमणा'ની ઉપાસનાનું જ એ ફળ છે!

પૃષ્ઠ ૪૫.

અલગું કર્યું. તો તેના કાળજામાં, ચૂંડલનો વાંસો પોલો હોય છે પણ–તેના કાળજામાં તો આરપાર ગયેલું ભગદાળું જણાતું હતું. તે બતાવીને કરડા પણ ગંભીર ધ્વનિથી શ્રીભારતી દેવી બોલી:–" જુઓ, ભારત સંતાનો ! સાંભળો સુખલાલ શેઠ ! **જે જે અનર્થ થયો છે. તે મારી ઉપાસનાનું ફળ નથી. પણ આ હૈયા ફુટી 'भ्रमरूपा' ની ઉપાસનાનુંજ એ ફળ છે!** હું ब्रह्मरूपानी ઉપાસનાનું ફળ આ प्रज्ञानंद માં જુઓ. મારી ઉપાસના હાલ ઘણા થોડાજ માણસો કરેછે. બાકી લગભગ સર્વે આ भ्रमरूपा ના ભકતો થયા છે. મારાં ઉપાસક સ્ત્રીપુરૂષોના દાખલા વેદ પુરાણાદિકમાં જુઓ. તેઓ કઠણ જ્ઞાન વિજ્ઞાનનાં અને બોધમય કાવ્યોના અભ્યાસી હતાં, તેને બદલે હાલ જ્યાં ત્યાં કાનસ્વાદિમાં ઉન્મત્ત "રસિકડાં" ના રાગડમાંજ સર્વસ્વ મનાવા લાગ્યું છે; અને આ હૈયાફૂટીનો પરિવાર પણ ચોમાસુ જીવાતની પેઠે જ્યાં ત્યાં ઉભરાવા લાગ્યો છે. મારા ઉપાસકો અતિ સુખમાં પણ પહાડ સમાન અચલ શ્રી હરિશ્ચંદ્રાદિક જેવા થઇ ગયા છે, જ્યારે આ હૈયાફૂટીના ઉપાસકો સુખમાં પણ દુઃખ કલ્પી તથા અન્યાય અને અધર્મરૂપ રાગાન્ધતામાં પ્રેમપાની છુરી :મરવાને રૂદનના રોટલા તરીકે વણાય છે અને શેકાય છે. મારા ઉપાસકો ભીષ્માદિક જેવા બાણશય્યા ઉપર પડ્યા પડ્યા બ્રહ્મજ્ઞાન અને ભગવદ્ભક્તિનો ઉપદેશ કરતા હતા અને હાલના આ હૈયાફુટીના મુજાવરો પોતે ફજેતીને ફાળકે ચદેલા છતા અને નકટા અને નફ્ટ થઇ પેટ ભરતા છતા પણ વિધવાઓને પણ પરણેતરના લ્હાવા લેવાનો ઉપદેશ વગેરે વિષય વાસનાના આચાર્યો બનીને કરે છે.

મારા ઉપાસકો દધીચિ જેવા પોતાના મરણ પછી પણ પોતાના હાડકાંથી પણ અસુરોનો ક્ષય કરી દેવોનો જય કરવા સમર્થ હતા, જ્યારે આ હૈયા ફુટીના ઉપાસકો ખાનપાન તથા માન અકરામની મ્હોકાણે પોતાની જનનીને પણ હરાજ કરવામાં માન સમજવા લાગ્યા છે. ઉપાસના કરો તો મારી કરો, અને જો તમને ખોટું ફળ થાય તો મને દોષ દો; પણ આ હૈયાફુટીનો આશ્રય કરી તેથી થયેલા ફળને માટે મને દોષ દેશો નહિ !"

બ્રહ્મચારીજીએ એકદમ ઉઠીને બ્રહ્મરૂપા શ્રીભારતી દેવીના ચરણ આગળ સાષ્ટાંગ દંડવત્ કર્યા. તેમને માથે પોતાનો વરદ હસ્ત મુકીને શ્રીભારતી પ્રસન્ન મુખે બોલ્યા:–"વત્સ ! વરં બ્રુહિ."

બ્રહ્મચારીજી હાથ જોડી બોલ્યા:—"માતર ! અત્રે જે મંડલીને આપના દર્શનનો લાભ મળ્યો છે, સર્વમાંથી ભ્રમરૂપા વિદ્યા જજો, અને આપ બ્રહ્મરૂપા પોતે નિવાસ કરજો. આપના આ પવિત્ર ભારત વર્ષમાંથી આ ભ્રમરૂપાને દેશવટો દેઈ, આપનાં સંતાનોને આપની પ્રતિ આકર્ષજો." "અસ્તુ" કહીને શ્રીભારતી અંતર્ધાન પામ્યાં. બકુ અને વિલાસુ સબળ તન અને મન પામી પિતૃભક્ત તથા દેશભક્ત થયાં. રસિક બંધુસમાજ તે ધાર્મિક બંધુસમાજ થયો. અને બ્રહ્મચારીજી શેઠની રજા લેઇ બંગાલે ગયા.

---

મિસિસ કમલાબાઇની

# અબલા સંજીવની.

## સ્ત્રીઓ માટે ગોળીઓ.

ગરભસ્થાન અને સ્ત્રીઓના અટકાવ સંબંથી સઘળા રોગોનો દેશી ઇલાજ. હજારો ઓરતો મિસિસ કમળાબાઇની ગોળીઓ ઘરમાં રાખે છે અને જ્યારે કોઇપણ પ્રકારના ગરભસ્થાનના દરદ જેમ કે. અટકાવ સાફ ન આવવું, પેડુનો દુખાવો, અનિયમીત અટકાવ. લોહીવા, સફેદ ધાતનું જવું, કસુવાવડ, ગરભસ્થાનનો સોજો, ગરભસ્થાનનું ખસવું વગેરે હરકતો આવવા પડેછે ત્યારે તરતજ તેઓ તેનો ઉપયોગ કરે છે. અને તેઓ બીજાને ભલામણ કરે છે અને તેથી તેનું જબરૂં વેચાણ થાય છે. કીં. રૂ. ૧ પોસ્ટેજ તથા વી. પી. ૪ આના. વીશેષ માહીતીનું કેટલાગ મફત. નકલી માલથી સાવધ રહેજો

**મિસિસ કમલાબાઇ** જી. એમ. સી.

કાલબાદેવી રોડ, મુંબઇ.

રજીષ્ટર **# જમબો-માલીસ** ટ્રેડ માર્ક.

**પેકેટાપર અમારૂં નામ અને ટ્રેડ મારક જોઈ**
**અસલ દવા લેવી.**

આ ચમત્કારીક દવાથી વાનાં દરદ ( Rheumatism ) સાંધાના દુખાવો (Gout) હાથપગોની કળતર, પીઠ તથા કમરનો દુખાવો, વધરાવળ વીગેરે તમામ જાતના નવા જુના દુખાવા અને સોજા થોડાક વખતમાં એકદમ જડમુળથી મટી જાય છે અંગાર કે બીજી કોઇ ચીજથી બળી જાય ત્યારે તાબડતોબ **જમબો** લગાડવાથી તરત ઠંડક વળે છે ફુલ્લા નીકળતા નથી, અને જખમ પણ બેચાર રોજમાં રૂઝાઇ જાય છે. **જમબોના** આવા ચમત્કારી ગુણો બીજુ કોઇપણ દવાઓમાં નથી. હમણાજ લઈ જાવો.—કીં. **પોટ એકના દશ આના**, ટપાલ ખર્ચ જુદું.

દોરાબજી મંચેરજી શીટર, મુંબઈ—"વાનાં દરદથી સપડાઇને મારા હાથ પગે લુલા થઇ ગયા હતાં અને બહુજ દુખતા હતા, પણ મને કહેતાં ખુશી ઉપજે છે કે **ડા. હરમોટના જમબોથી** મારૂં દરદ એકદમ મટી ગયું છે."

મેહેરબાઈ કુંવરજી, ચીરાબજાર—"વખતોવખત મારા હાથપગોના સાંધાએ આવતા ને બહુજ દુખતા હતા. ડા૦ **હરમોટનો જમબો** વાપરવાથી હવે તેમ નથી."

શાપુરજી ડી. મીસ્ત્રી, પરેલ—"હાથપગોના કળતર માટે જમબો બહુજ અકસીર દવા છે. હું હંમેશા વાપરૂં છું અને બીજાઓને પણ વાપરવાને ભલામણ કરૂં છું. મળવાનું ઠે.—સોરાબજી ડી. પટેલની કું, પારસી બજાર કોટ અને એ. એમ. ઠક્કરની કુંપની-ફેદા બીલ્ડીંગ જુમામસજીદ.

માલેક—**કલકતાવાળા એસ, હરમીટની કુંપની.**

ઇલેક્ટ્રીક દવાખાનુ પનાલાલ ટેરેશ, ત્રામટર્મીનસપાસે. ગ્રાંટરોડ મુંબઈ.

**સ્ત્રીઓને ગુપ્ત દરદોની અકસીર દવાઓ.**

તરેહવાર પ્રકારના દુષ્ટ રોગો જેવો કે જાતજાતના સ્ત્રીરોગ નીયમીત અટકાવ ન આવવો, પેટનો દુખાવો તથા ફુલાવો છોડ, કસુવાવડ, પીસાબમાં બળતરાં, સુવારોગ, તરેહવાર જાતની ગરમી, ઉપદંશ હરકોઇ પ્રકારનો ધીમો તથા મોટો તાવ વીગેરે બધી જાતના રોગો દુર કરવા માટે પુષ્કળ મેહનતે ખાસ અનુભવીઓની મદદથી બહારગામ તેમજ અત્રે રહેતાં હમારાં કદરદાન ગૃહસ્થોની ખાસ સગવડ માટે હમોએ મોટા જથ્થામાં તૈયાર કરી રાખેલી છે અને જે દરેક દવાની કીંમત પણ સર્વ પંક્તીનાં ગૃહસ્થોને અનુકુળ પડે એવી રાખેલી હોવાથી હમોને ફક્ત એક કાર્ડ લખી એ દવા પૈકી કોઇપણ દવા મંગાવી ખાત્રી કરી જોવા હમારી વીનંતી છે.

મિસેસ **લક્ષ્મીબાઇ પાખાડે** સી. એચ.

ચર્નીરોડ—ગિરગામ, મુંબઈ.

---

**મોટાં ઇનામો ! મોટી ભેટો !! મોટાં ઇનામો !!!**

રમુજી ભાષામાં સંસારીક, વ્યવહારીક તથા ધાર્મીક
વિષયો ચર્ચાવતું રમુજી માસીક

# —બુલબુલ—

કસાયલી કલમથી લખાયલી ટુંકી વાર્તાઓ, કવિતાઓ, હાર્મોનિયમ ગાઇડ તથા સ્કેચો વગેરે આવશે. આઉપરાંત એક મોટી ઇનામ માળાની ગોઠવણ રાખી છે તેમાંથી દરેક ગ્રાહકને ઇનામો મળશે. ચાલુ માસની આખર સુધીમાં નામ નોંધાવનારને એક તદન અલાયદી ભેટ મળશે. પહેલો અંક બહાર પડયે વી. પી. થી મોકળવામાં આવશે. છુટક નકલ માટે બે આનાની ટીકીટ બીડવી. વાર્ષિક લવાજમ ૧—૮—૦ પોસ્ટેજ સાથે. એજન્ટોજોઇએ છે.

લખો:—વ્યવસ્થાપક "**બુલબુલ**"

( બ્રાંચ ) રૂપાળાનો ટેકરો. સુરત.

---

**સુમન-માળા નીચેના ઠેકાણેથી મળશે.**

**મુંબઇ.**

માધવબાગ—હિન્દ એજન્સી—બુકસેલર્સ.

,, ,, અગ્નિહોત્રી, કાવળે—બુકસેલર્સ.

અબદુલ રહેમાન સ્ટ્રીટ—એમ. પી. કાકુની કું

પારસી બઝાર સ્ટ્રીટ, કોટ—લક્ષ્મીદાસની કું.—બુકસેલર્સ.

કાલબાદેવી—વસનજી પરમાનંદ—બુકસેલર્સ.

**બહાર ગામ**

ઉમરેઠ—સુમનમાળા બ્રાંચ આફિસ.

અમદાવાદ—સી. એમ. ત્રિવેદી, ચાંલ્લા સ્ટ્રીટ.

ઇંદોર—ભીકાજી બળવંત વારૂણે, કૃષ્ણપુરા.

સુરત—માસ્તર એન્ડ કો. રૂવાળાનો ટેકરો.

કરાંચી—માધવજી પ્રેમજી રાય—નાનકવાડા.

નડીયાદ—સી. પી. પરીખ—ખારીપોળ.

---


Printed by S. D. Joshi at Ratnaparkhi & Co's Press 119, Khetwadi & Published by H. D. Dave at "Sumanmala" Office, Girgaon Back Road for the Proprietors.

